# ભારતની વર્તમાન પરિસ્થિતિ પ્રશ્નો અને નિરાકરણ

લે. મૌલાના સૈયદ જલાલુદ્દીન ઉમરી

અનુ. : મુહમ્મદ જમાલ પટીવાલા

# પ્રશ્નોના વિષયો

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી

૬ એપ્રિલ ૨૦૧૧ ના દિવસે જમાઅતે ઇસ્લામી હિંદની મજલિસે નુમાઇન્દગાન (કેન્દ્રીય પ્રતિનિધિ સભા)એ મૌલાના સૈયદ જલાલુદ્દીન ઉમરીને પુનઃ અમીરે જમાઅતની હેસિયતે પસંદ કરવામાં આવ્યા, તો અર્ધ-સાપ્તાહિક 'દા'વત', નવી દિલ્હીના મુખ્ય સંપાદક જનાબ પરવાઝ રહમાની અને પ્રસિદ્ધ પત્રકાર જનાબ એ. યુ. આસીફે મૌલાનાની સાહિત્યિક રુચિઓ, જમાઅતની પ્રવૃત્તિઓ અને વિભિન્ન રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બાબતો અને સમસ્યાઓ વિશે મુલાકાત લેવાનું આયોજન કર્યું. ત્રણ બેઠકોમાં જુદા-જુદા પ્રશ્નો પર વાર્તાલાપ થયો. કેટલીક બાબતો પર મૌલાનાએ ખૂબ જ વિસ્તારથી પોતાના વિચારો પ્રસ્તુત કર્યા. બધાં જ મુખ્ય પ્રશ્નોના જવાબોને સારી રીતે સંકલિત કરી લેવામાં આવ્યા, જેના પર પાછળથી અમીરે જમાઅતે પણ નજર નાખી લીધી છે. અપેક્ષા છે કે આ ઇન્ટરવ્યૂ તે તમામ વર્ગોમાં ધ્યાનથી વંચાશે, જેઓ ઉમ્મતે મુસ્લિમા, તેહરીકે ઇસ્લામી અને દેશ અને મિલ્લતની બાબતો અને પ્રશ્નોથી રુચિ ધરાવે છે.

—: પ્રકાશક :—

**ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

# ફરી વાર અમીરે જમાઅત તરીકે પસંદ કરવામાં આવ્યા તેનો અહેસાસ

પ્રશ્ન : હવે જ્યારે કે જમાઅતે આપના ઉપર ઈમારત (પ્રમુખ)ની જવાબદારી ફરી એક વાર નાખી દીધી છે, તો આ પ્રસંગે આપ શું અનુભવો છો ?

જવાબ : પહેલી વખત જ્યારે ઈમારતની જવાબદારી મારા જેવા અશક્ત વ્યક્તિ પર નાખવામાં આવી, તે વખતે પણ એ લાગણી હતી કે આ મહત્ત્વના પદ માટે જે જ્ઞાન અને સમજબૂઝ, તકવા (ઈશભય), ખુદાતરસી (ઈશપરાયણતા), હિકમત (તત્ત્વદર્શિતા) અને વિચાર-વિવેકબુદ્ધિ, ત્યાગ અને બલિદાન તથા આગ્રહ અને દઢતાની આવશ્યકતા છે, એ મારામાં નથી. ચાર વર્ષના અનુભવો પછી આ લાગણીમાં ખૂબ વધારો થયો છે. વાસ્તવિકતા એ છે કે એક એવી તેહરીક જે ક્રાંતિકારી જીવન-દૃષ્ટિકોણ ધરાવે છે, જે વ્યક્તિગત અને સામૂહિક-સામાજિક જીવનમાં ધરમૂળથી પરિવર્તન લાવવા માગે છે, અને તેના માટે આખા દેશમાં સક્રિય છે, તેનું નેતૃત્વ અને આગેવાની સરળ નથી. પરંતુ જમાઅતે આ અશક્ત વ્યક્તિમાં જે વિશ્વાસ પ્રગટ કર્યો છે અને ગત સત્રમાં સાથીઓ અને જમાઅતથી સંલગ્ન લોકોનો જે રીતે સહયોગ પ્રાપ્ત થયો છે, તેનાથી થોડોક સંતોષ પણ છે. અલ્લાહતઆલાની દયા અને મહેરબાની તથા તેના માર્ગદર્શન અને નિર્દેશ પછી જમાઅતથી જોડાયેલાં લોકોના આ સહયોગનું ખૂબ મહત્ત્વ છે. મને આશા છે કે ભવિષ્યમાં પણ જમાઅતનો આ વિશ્વાસ અને સહયોગ મળતો રહેશે. તેના આધારે જ તેહરીક આગળ વધશે, ઈન્શા-અલ્લાહ.

# મર્કઝ (કેન્દ્ર)નું વાતાવરણ

**પ્રશ્ન :** આમ તો જમાઅતના મર્કઝનું વાતાવરણ આપના માટે નવું નથી, આપ પચાસ વર્ષોથી વધારે સમયથી મર્કઝથી સંબંધિત છો, પાછલાં ચાર સત્ર (૧૯૯૦)થી નાયબ અમીરે-જમાઅત પણ રહ્યા છો, પરંતુ અમીરે-જમાઅતની હેસિયતથી ગત ચાર વર્ષમાં આપને મર્કઝનું વાતાવરણ કેવું લાગ્યું ?

**જવાબ :** આ પ્રશ્નનાં બે પાસા છે. એક પાસું પરસ્પરનાં સંબંધોનું છે. અલ્લાહનો આભાર છે કે મર્કઝના સાથીઓના પારસ્પારિક સંબંધો ખૂબ જ સરસ છે. જુદા-જુદા વિભાગોના પદાધિકારીઓ અને કાર્યકરોમાં પ્રેમ અને નિષ્ઠા જોવા મળે છે. તે સૌનો સાથ-સહકાર પણ મારા જેવા અદના માણસને મળતો રહ્યો છે. અમે એક ટીમની રીતે હળી-મળીને કામ કર્યું. બીજું પાસું એ છે કે કેટલાક સાથીઓનું વ્યક્તિત્વ પ્રશંસનીય છે. તેઓ અમારા-સૌ માટે દૃષ્ટાંતરૂપ બની શકે છે. કેટલાક લોકોમાં નબળાઈઓ જોવા મળે છે, પરંતુ ખુશી એ વાતની છે કે તેમને પોતાની નબળાઈઓનું ભાન છે. નબળાઈઓ તરફ ધ્યાન અપાવવામાં આવે છે, તો કોઈપણ વ્યક્તિ નારાજગી વ્યક્ત કરતી નથી. તેનાથી જ અપેક્ષા છે કે ભવિષ્યમાં અમે આ નબળાઈઓ પર અંકૂશ મેળવી લઈશું.



# સાહિત્યિક પ્રવૃત્તિઓ

પ્રશ્ન : મૂળભૂત રીતે આપની રુચિ લેખન અને સંપાદન તરફ વધારે રહી છે. ઘણાં લાંબા સમય સુધી આપ આ કાર્યમાં વ્યસ્ત છો. બતાવો કે ચાર વર્ષ પહેલાં, ઇમારતની જવાબદારી સંભાળ્યા પછી આપના આ કામનું સ્વરૂપ શું રહ્યું ? ઉપરાંત, હાલ આપના પાસે લેખન અને સંપાદનનું જે કાર્ય છે, ગત ચાર વર્ષના અનુભવોના પ્રકાશમાં આપ ઇમારતના પદની જવાબદારી અદા કરતાં તેને કેવી રીતે પૂરું કરશો ?

જવાબ : ગત સત્રમાં તેહરીક અને સંગઠનની વ્યસ્તતાઓની સાથે આ સંદર્ભમાં જે કાર્ય થયું છે, તે આ પ્રમાણે છે :

(૧) મારાં લેખોના બે સંગ્રહો પુનર્વલોકન પછી પ્રકાશિત થયાં. તેમાંથી એકનો વિષય છે 'તહેકીકાતે ઇસ્લામીકે ફિકહી મુબાહિસ'. આમાં ખૂબ જ મહત્ત્વનાં અને ગહન ફિકહી પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી છે; જેમ કે શરીઅતમાં સંશોધન (ઇજ્તિહાદ)નું કાર્ય, ભારતની શરઈ અને કાનૂની હેસિયત, દારુલ ઇસ્લામ અને દારુલ હર્બનો દૃષ્ટિકોણ, ઇસ્લામી રાજ્યમાં બિનમુસ્લિમો પર ઇસ્લામી કાયદાઓનો અમલ, બિનમુસ્લિમોથી દાંપત્ય સંબંધો, ઇસ્લામનો કિસાસ (હત્યા-દંડ, ખૂંબહા, Blood-money)નો કાયદો, કઝફ (વ્યભિચારનો આરોપ) અને લિઆન (પોતાની પત્ની પર પુરાવા વિના આરોપ મૂકવો)ના આદેશો.

બીજો સંગ્રહ છે, 'દાવત-વ-તરબિયત - ઇસ્લામકા નુક્તએ નઝર' (ઇસ્લામનું આમંત્રણ અને પ્રશિક્ષણ - ઇસ્લામનો દૃષ્ટિકોણ). દા'વત અને તરબિયતના વિષય પર જમાઅતના કાર્યકરો સંક્ષિપ્ત વિષયોની માગણી કરતા રહ્યા છે. આ સંગ્રહ આ માગણીને અમુક અંશે પૂરી કરે છે.

(૨) નિમ્ન-લિખિત પુસ્તકો પર પુનર્વલોકન કરવામાં આવ્યું અને તેમને નવેસરથી સંપાદિત કરવામાં આવ્યા :

૧. ઔરત - ઇસ્લામી મુઆશરેમેં

૨. ઔરત ઔર ઇસ્લામ

૩. ઇસ્લામ ઔર મુશ્કિલાતે હયાત

૪. ઇન્સાન ઔર ઉસકે મસાઈલ

આ ગાળામાં ત્રિમાસિક 'તેહકીકાતે ઇસ્લામી' (અલીગઢ) નિયમિત રીતે પ્રસિદ્ધ થતું રહ્યું. તમે જાણો છો કે આ એક વૈચારિક અને બૌદ્ધિક સંશોધનાત્મક સામયિક છે. તેનાં સંપાદન અને સંકલનમાં ખૂબ મહેનત કરવી પડે છે. બિરાદર મુહમ્મદ રઝિયુલ-ઇસ્લામ નદવીના સહયોગથી આ કાર્ય ચાલતું રહ્યું. ઉપરાંત, કેટલીક પુસ્તિકાઓ પણ પ્રકાશિત થઈ. ઈમારત પછી તરત જ અર્ધ-સાપ્તાહિક 'દાવત' અને બીજાં કેટલાક અખબારોમાં મારા ઇન્ટરવ્યૂ પ્રસિદ્ધ થયાં. પુનર્વલોકન પછી તેનો સંગ્રહ 'વર્તમાન પરિસ્થિતિમાં જમાઅતે ઇસ્લામી હિંદની કાર્ય-પદ્ધતિ' વિષયક પ્રકાશિત થયો. તેમાં દેશ, ઉમ્મતે મુસ્લિમા, આંતરરાષ્ટ્રીય અને તેહરીકથી સંબંધિત પ્રશ્નોના જવાબો આપવામાં આવ્યા હતા, અને જમાઅતે ઇસ્લામી હિંદનો દૃષ્ટિકોણ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. તેમ છતાં, એમાં કોઈ સંદેહ નથી કે આ ગાળા દરમ્યાન લેખન અને સંપાદનનું કાર્ય પ્રભાવિત થયું છે. તે માટે જે એકાગ્રતાની આવશ્યકતા છે, તે મળી શકી નહીં. એમાં સંભવતઃ મારી પોતાની ખામી અને અનિયમિતતા પણ કારણભૂત હોઈ શકે છે, તેના પર કાબૂ મેળવવાની કોશિશ કરીશ, ઇન્શા-અલ્લાહ.



# તેહરીકે ઇસ્લામીનું વર્તમાન સાહિત્ય

**પ્રશ્ન :** શું તેહરીકે ઇસ્લામીનું વર્તમાન સાહિત્ય ભારતની પરિસ્થિતિના અનસંધાનમાં અપૂરતું છે ? જો અપૂરતું છે, તો શું નવું સાહિત્ય તૈયાર કરવામાં આવી રહ્યું છે ?

**જવાબ :** મારું માનવું એ છે કે સાહિત્ય, જમાઅતે ઇસ્લામીનું હોય કે વર્તમાન યુગની ઇસ્લામી તેહરીકનું કે બીજી કોઈ ઇસ્લામી તેહરીકનું, તેમાં મૂળભૂત રીતે પશ્ચિમની સરખામણીમાં ઇસ્લામની શ્રેષ્ઠતા સાબિત કરીને ઇસ્લામના પુનર્જીવનની ચેતના જગાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આજે પણ વૈચારિક પ્રભુત્વ પશ્ચિમનું જ છે, ચાહે ભારત હોય કે તેનાથી બહારની દુનિયા. વાસ્તવમાં આપણું સાચું પ્રતિસ્પર્ધી પશ્ચિમી વિચારધારા જ છે. જીવન વિષેની તેની ફિલસૂફી, તેની શાસન-પ્રણાલી, તેની આર્થિક વ્યવસ્થા અને તેનાં જીવન-મૂલ્યો જ નિર્ણયાત્મક શક્તિ છે. તેને ધ્યાનમાં રાખીએ તો આ પ્રકારનાં સાહિત્યનું આજે પણ મહત્ત્વ છે.

અહીં એક વાતની સ્પષ્ટતા જરૂરી છે. તે એ કે વૈચારિક કાર્ય બે પ્રકારનાં હોય છે. કેટલાક કામોનું સ્થાયી મહત્ત્વ અને મૂલ્ય હોય છે. આ અનુસંધાનમાં મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.નાં લેખો અને પુસ્તકોમાં ખુત્બાત (ઈમાનની હકીકત, ઇસ્લામની હકીકત, નમાઝ-રોઝાની હકીકત, ઝકાતની હકીકત, હજ્જની હકીકત અને જિહાદની હકીકત), રિસાલએ દીનયાત (ઇસ્લામ પરિચય), ઇસ્લામી તેહઝીબ ઔર ઉસકે ઉસૂલ-વ-મુબાદી, અને ઇસ્લામી નિઝામે-જિંદગી (ઇસ્લામની જીવન-વ્યવસ્થા) અને તેના પાયાનાં દષ્ટિકોણો (જે મૌલાનાના વૈચારિક અને જ્ઞાનવર્ધક લેખોનો સંગ્રહ છે) જેવા પુસ્તકોનો સમાવેશ કરી શકાય છે. કેટલાક પુસ્તકો સામયિક અને હંગામી સમસ્યાઓની ચર્ચા કરે છે, તેમનું ઐતિહાસિક મહત્ત્વ હોય છે. પરંતુ તેમાં પણ લેખકની મૂળ વિચારધારા કાર્યરત હોય છે. આ સંદર્ભમાં 'મુસલમાન ઔર મૌજૂદા સિયાસી કશ્મકશ' અથવા 'મસ્લએ કૌમિયત' વગેરેનો ઉલ્લેખ કરી શકાય છે. તેના સાથે એ હકીકતને પણ નજર સમક્ષ રાખવી જોઈએ કે

પ્રત્યેક વૈચારિક અને બૌદ્ધિક કાર્ય વિશેષ પ્રકારની પરિસ્થિતિ અને પશ્ચાદભૂમિમાં થતું હોય છે. અભ્યાસ કરતી વખતે તેને પણ ધ્યાનમાં રાખવું જોઈએ, નહિં તો ઘણી વખતે મનો-મસ્તિષ્ક મૂંઝવણ અનુભવવા લાગે છે.

જ્યાં સુધી નવીન સાહિત્યનો પ્રશ્ન છે, પરિસ્થિતિ હવે ઘણી બદલાઈ ચૂકી છે. વિશ્વનાં તમામ દેશો એક-બીજાના ખૂબ નજીક આવી ગયા છે, ખબર ન પડે તે રીતે અજાણતામાં તેની અસરો પણ મોટા પ્રમાણમાં થતી જોવા મળે છે. તેના સાથે વર્તમાન રાજકીય પરિવર્તનો, પશ્ચિમી સભ્યતાનું આક્રમણ અને નવાં આર્થિક ફેરફારો આધુનિક સાહિત્યનો તકાદો કરે છે. આ સંબંધે ખૂબ ઓછા પ્રયાસો કરવામાં આવ્યા છે. આ કાર્ય સમય અને યોગ્યતાઓ બંનેની માગણી કરે છે. દુઆ કરો કે જમાઅતને આ બંને વસ્તુઓ મળે.

# અમીરે જમાઅતની સાહિત્યિક સેવાઓ

**પ્રશ્ન :** આ પ્રસંગે મન કરે છે કે લેખન અને સંપાદનના અનુસંધાનમાં આપના વ્યક્તિગત પ્રયાસોનો અમુક ઉલ્લેખ થઈ જાય. પ્રશ્ન એ છે કે લેખન અને સંપાદનના ક્ષેત્રમાં આપની અંગત કોશિશો શું રહી ?

**જવાબ :** મેં દા'વત (ઇસ્લામનું આમંત્રણ) અને તરબિયત (પ્રશિક્ષણ)ના વિષય પર, જે જમાઅતનો ખાસ વિષય છે, એક નવી દિશામાં કામ કર્યું છે. મારું પુસ્તક 'મારૂફ-વ-મુન્કર' આ સંદર્ભમાં એક બૌદ્ધિક પ્રયાસ છે. એ જ રીતે 'ઇસ્લામકી દાવત' માં આ વિષયને મેં સરળ અને સહજ અંદાજમાં પ્રસ્તુત કર્યો છે. તેની સાથે કેટલાક એવા વિષયો પર કામ કર્યું છે, જેના તરફ ધ્યાન આપવામાં આવ્યું નહોતું, અથવા તે અંગે ખૂબ ઓછી ચર્ચા કરવામાં આવી હતી. જેમ કે, મારાં એક પુસ્તકનું શીર્ષક છે - 'ગૈરમુસ્લિમોસે મુસલમાનોકે તાલ્લુકાત ઔર ઉનકે હુકૂક' (બિનમુસ્લિમોથી મુસલમાનોનાં સંબંધો અને તેમનાં અધિકારો). અત્યારે મુસલમાનો લઘુમતીની હેસિયતથી ઘણાં દેશોમાં વસે છે. એક મુખ્ય પ્રશ્ન એ છે કે ત્યાં બિનમુસ્લિમોથી મુસલમાનોનાં સંબંધ કેવાં હોય ? ભારતની પશ્ચાદભૂમિમાં તો તેનું ઘણું મહત્ત્વ છે. આ પ્રશ્નથી સંકળાયેલો બીજો પ્રશ્ન એ છે કે જયાં મુસલમાનો બહુમતીમાં હોય અને સત્તામાં હોય, ત્યાં તેમનાં શું અધિકારો હોય ? તેની પણ ચર્ચા મેં આ પુસ્તકમાં કરી છે. મારું એક નાનું પુસ્તક છે - 'ગૈરઇસ્લામી રિયાસત ઔર મુસલમાન' (બિનઇસ્લામી રાજય અને મુસલમાન). આમાં એ પ્રશ્નનો જવાબ આપવાનો પ્રયત્ન કર્યો છે કે કોઈ બિનઇસ્લામી શાસનમાં મુસલમાન ધાર્મિક રીતે કયા અધિકારોની માગણી કરે છે ? શું ભૂમિકા નિભાવવા માગે છે ? અને તેનું વ્યક્તિત્વ અને ચરિત્ર કેવું હોય છે ? આ પુસ્તક મુસલમાનો વિશે આતંકવાદ, હિંસા, દેશથી વિશ્વાસઘાત અને દ્રોહ જેવાં આરોપોની પશ્ચાદભૂમિને સામે રાખીને લખવામાં આવ્યું છે. દરેક માણસ આ દુનિયામાં સ્વાસ્થ્ય અને તંદુરસ્તીની સાથે જીવવા માગતો હોય છે. તેનો એ પણ હક્ક હોય છે કે તે રોગમાં સપડાય તો તેનો ઇલાજ થાય. સરકારની એ જવાબદારી છે કે સ્વાસ્થ્યપ્રદ જીવન માટે જે વસ્તુઓની આવશ્યકતા છે, તે ઉપલબ્ધ કરાવે અને રોગો પર અંકૂશ

મેળવવાનો પ્રયાસ કરે, અને નિદાન અને ઈલાજની સુવિધાઓ ઉપલબ્ધ કરાવે. આ વૈશ્વિક સ્તરનો એક મહત્ત્વનો વિષય છે. એક માન્યતા એ હોઈ શકે છે કે આ પ્રકારના વિષયો ઈસ્લામી શિક્ષાના પરિઘમાં નથી આવતા. મેં મારા પુસ્તક 'સેહત ઔર મર્ઝ - ઈસ્લામી તાલીમાતમેં' માં બતાવ્યું છે કે ઈસ્લામે આ વિષયને કેવી રીતે નિહાળ્યો છે અને તેનો શું ઉકેલ આપ્યો છે. એ જ રીતે માનવ-અધિકારોની સમસ્યા પણ એક મહત્ત્વની સમસ્યા છે. મેં મારા પુસ્તકોમાં માનવ-અધિકારો અને વિશેષતઃ સ્ત્રીઓ અને નબળાઓના અધિકારોને ચર્ચાનો મુદ્દો બનાવ્યો છે. આ સંદર્ભે વધારે વિગતની આવશ્યકતા અહીં લાગતી નથી.



# ધર્મોના અભ્યાસ ક્ષેત્રે જમાઅતનું નવીન કાર્ય

**પ્રશ્ન** : આપ સાહેબે ગત સત્રમાં ધર્મોના અભ્યાસ, વિશેષતઃ ભારતીય ધર્મોના અભ્યાસ અને ધાર્મિક સાહિત્યની જરૂરત હોવાનું કહ્યું હતું. અમે જાણવા માગીએ છીએ કે આ સંબંધે શું પ્રગતિ થઈ છે ?

**જવાબ** : આ એક વાસ્તવિકતા છે કે ભૌતિકવાદના વર્ચસ્વ અને અન્ય બીજા કેટલાક પરિબળોના કારણે ધર્મ તરફ લોકોનું આકર્ષણ વધ્યું છે. પશ્ચિમમાં પણ આ રુચિ જોવા મળે છે. પૂર્વના દેશો અને ખાસ કરીને ભારતમાં આ રુચિ ખૂબ જ સ્પષ્ટ જોવા મળે છે. આંતર-ધર્મીય વાર્તાલાપ અને સંવાદ પર વધારે ભાર મૂકવામાં આવી રહ્યો છે. આમ જોવા જઈએ તો ધર્મને આજે પણ નિર્ણયાત્મક શક્તિ પ્રાપ્ત નથી, તેમ છતાં ભારત જેવા દેશોમાં ધર્મની પકડ ખૂબ મજબૂત છે અને લોકો પર તેનો પ્રભાવ છે. તેથી તેની અવગણના કરી શકાય તેમ નથી. જમાઅતે ઇસ્લામી હિંદે તેનું મહત્ત્વ સમજ્યું અને થોડું-ઘણું ધ્યાન આ તરફ પણ આપ્યું છે, પરંતુ જેવું અને જેટલું ધ્યાન આપવું જોઈએ તે અનુસાર થઈ શક્યું નથી. જો કે ગત સત્ર અથવા તેનાથી કંઈક પહેલાં લેખન અને સંપાદનનું જે કાર્ય થઈ શક્યું છે, તેમાં મૌલાના મુહમ્મદ ફારૂકખાં સાહેબના બે પુસ્તકોનો ઉલ્લેખ કરી શકાય છે. એકનું શીર્ષક છે - 'ઇસ્લામકી અહમિયત હિંદુ ધર્મકે પસમંઝરમેં' (ઇસ્લામનું મહત્ત્વ - હિંદુ ધર્મની પશ્ચાદભૂમિમાં), અને બીજા પુસ્તકનું નામ છે - 'તસવ્વુરે આખિરત - હિંદુસ્તાની મઝહબી કુત્બકી રોશનીમેં' (પરલોકની વિભાવના - ભારતીય ધાર્મિક ગ્રંથોના પ્રકાશમાં.) ડૉ. મુહમ્મદ અહમદ સાહેબનું પુસ્તક 'અકીદએ તનાસુખ-હકીકત પસંદાના તજ્ઝિયા' (આવાગમનની માન્યતા - એક વાસ્તવિક વિશ્લેષણ) પોતાના વિષય પર એક મહત્ત્વનું પુસ્તક ગણવામાં આવે છે. ડૉ. રાજેન્દ્ર નારાયણ લાલનું પુસ્તક 'ઇસ્લામ-એક ખુદાઈ દીન' મધુર સંદેશ સંગમે પ્રકાશિત કર્યું છે. તેમાં લેખકે અન્ય ધર્મોની તુલનામાં ઇસ્લામની સચ્ચાઈ પુરવાર કરવાની કોશિશ કરી છે. જામિઅતુલ ફલાહ-બિલરયાગંજ (યુપી)ના શિક્ષક મૌલાના અનીસ અહમદ મદનીએ વિભિન્ન ધર્મોના તુલનાત્મક અભ્યાસ પર આધારિત ચારસો પૃષ્ઠનું દળદાર પુસ્તક લખ્યું છે. તેનું પ્રકાશન ઇન્શાઅલ્લાહ ખૂબ જ

લાભદાયક સિદ્ધ થશે. ઈદારા તેહકીક-વ-તસ્નીફે ઈસ્લામી (અલીગઢ)માં કુર્આન-મજીદના પ્રકાશમાં જે કામ થયું છે, તે પણ આ સંદર્ભમાં ખૂબ ફાયદો પહોંચાડી શકે છે. હમણાં બે પુસ્તકોનો સંદર્ભ આપી શકાય છે - 'અંબિયાએ કિરામકી દાવત' અને 'એહલે મઝાહિબકો કુર્આનકી દાવત'. આ બંને પુસ્તકો ડૉ. રઝિયુલ-ઈસ્લામ નદવીના છે. વધારે વિગત ઈદારાથી મેળવી શકાય છે. આ સંબંધે જે ખાસ કાર્ય થયું છે, તે એ છે કે જમાઅતે એવા લોકો તૈયાર કર્યા છે, જેમણે ભારતના ધર્મોનો અભ્યાસ કર્યો છે અને તે વિષયે ઈસ્લામના પ્રકાશમાં ખૂબ જ વિશ્વાસથી પોતાની વાત પ્રસ્તુત કરી શકે છે. આ પ્રકારનાં માણસો હિંદી-ભાષી વિસ્તારો, ઉપરાંત બીજા વિસ્તારોમાં પણ છે. ધર્મો પર તેમની જાણકારી પણ વ્યાપક છે અને ભાષા પર પણ તેમને સારું સામર્થ્ય પ્રાપ્ત છે. તેમ છતાં આ કાર્ય માટે હજુ વધારે માણસોની આવશ્યકતા જણાય છે.



# ગત સત્રમાં જમાઅતના લક્ષ્યો

**પ્રશ્ન** : ૨૦૦૭ થી ૨૦૧૧નાં 'નીતિ અને કાર્યક્રમો'માં જમાઅતે જે લક્ષ્યો નિર્ધારીત કર્યા હતા, જેમ કે 'અરકાન'ની સંખ્યામાં વધારો, 'કારકુનો'ની સંખ્યાને સત્રના અંત સુધીમાં બમણી કરવી વગેરે; શું આ લક્ષ્યો પૂરાં થઈ ગયા ?

**જવાબ** : ૨૦૦૭-૨૦૧૧ નાં કાર્યક્રમોમાં માત્ર અરકાન અને કારકુનોની સંખ્યામાં વધારો કરવો એટલો જ ઉલ્લેખ નથી; બલ્કે દાવત (ઇસ્લામનું આમંત્રણ), ઇસ્લામી સમાજ, ઇસ્લામની આર્થિક વ્યવસ્થા, મહિલાઓમાં કામનો વ્યાપ, જન-સેવા, શિક્ષણ અને પ્રશિક્ષણ, સંગઠનમાં શિસ્ત અને અનુશાસન વગેરે વિભિન્ન ક્ષેત્રોમાં પણ લક્ષ્યો નિર્ધારીત કરવામાં આવ્યા હતા. અલ્લાહનો આભાર છે કે, મોટાભાગના વિભાગોમાં લક્ષ્યો સિદ્ધ થયા છે. દાવતના ક્ષેત્રે, જેમ કે આદરણીય કય્યિમ જમાઅત (મહામંત્રી)ના અહેવાલથી સ્પષ્ટ થાય છે કે આપણે આમાં ઘણી પ્રગતિ કરી છે. કેટલાક પાસાઓથી જોઈએ તો ૫૦% જેટલો વધારો થયો છે. ઇસ્લામી સમાજ વિભાગ હેઠળ મસ્જિદો અને મદ્રસાઓની સંખ્યામાં વધારો થયો છે. આશરે બધા હલ્કાઓ (પ્રાંતો)માં અરકાન ઇજ્તિમાઓ (સંમેલનો) થયા અને નિર્ધારીત કાર્યક્રમ અનુસાર અરકાનનો અખિલ ભારતીય ઇજ્તિમાઅ દિલ્હીમાં થયો. આ ઇજ્તિમાઓની અસરો ઘણી સારી ઊભી થઈ. વિભિન્ન સંસ્થાઓથી સંપર્કો અને સંબંધો ગાઢ બન્યા. ખિદમતે-ખલ્ક (જન-સેવા)નું કાર્ય ખૂબ મોટા પ્રમાણમાં જુદા-જુદા ક્ષેત્રે થયું. ઇસ્લામની આર્થિક વ્યવસ્થાના પરિચયની કોશિશો ચાલુ રહી. ઇસ્લામિક બેંકિંગની સ્થાપનાના તનતોડ પ્રયાસો આ સત્રમાં ખૂબ આગળ વધ્યા છે. પ્રશિક્ષણ વિભાગે અમુક પાસાઓમાં ઘણાં નવા અનુભવો કર્યા, પ્રશિક્ષણ વિભાગના સેક્રેટરીએ જુદા-જુદા પ્રાંતોના પ્રવાસો કર્યા. ચૂંટેલા અરકાનથી વ્યક્તિગત મુલાકાતો કરી, તેમના મન અને વિચારો અને સ્વભાવને ઓળખવાનો પ્રયત્ન કર્યો, હાલની સ્થિતિની સુધારણા તરફ ધ્યાન દોરવામાં આવ્યું, પછી પ્રાંતીય શૂરા (સલાહકાર સમિતિ)માં પોતાનો રીપોર્ટ રજૂ કર્યો, તેના પર વિચાર-વિમર્શ કરવામાં આવ્યો અને ભાવિના આયોજન પર વિચાર કરવામાં આવ્યો. શૂરાની બેઠકોમાં નાયબ અમીરે જમાઅત મુહમ્મદ જાફર

સાહેબનું માર્ગદર્શન મળતું રહ્યું. આ સત્રમાં અન્ય સત્રોની સરખામણીમાં અરકાનની સંખ્યામાં સાપેક્ષ રીતે નોંધપાત્ર વધારો થયો છે, અલબત્ત કારકુનોની સંખ્યામાં વધારાનું પ્રમાણ ઓછું રહ્યું. આ દિશામાં ધ્યાન આપવાની જરૂર લાગે છે. લક્ષ્યોની સિદ્ધિ માટે તમામ પ્રાંતોનો એક જેવો અનુભવ નથી રહ્યો. કોઈ પ્રાંતમાં વધારે કામ થયું અને કોઈમાં ઓછું. અલ્લાહત્આલા હજુ વધારે કામ અને પ્રયાસો કરવાની પ્રેરણા આપે.



# ધર્મનિરપેક્ષતા અને લોકશાહી વિશે જમાઅતનો દૃષ્ટિકોણ

**પ્રશ્ન** : એક ખ્યાલ એ જોવા મળે છે અને વારંવાર એવું કહેવામાં પણ આવતું રહ્યું છે કે જમાઅતે ઇસ્લામી હિંદ પોતાના આરંભિક કાળમાં ધર્મનિરપેક્ષતા અને લોકશાહીનો વિરોધ કરતી હતી, પણ હવે તેનું વલણ બદલાઈ ગયું છે અને હવે તે તેની હિમાયત કરવા લાગી છે. તેના તમામ પ્રયાસોથી એવું લાગે છે કે તે સેક્યુલરિઝ્મ અને ડેમોક્રેસીને સાચાં સાબિત કરવામાં લાગેલી છે ?

**જવાબ** : આ વિચાર ખોટો છે. જમાઅતના બંધારણમાં તેના ધ્યેયની સ્પષ્ટતા કરતાં કહેવામાં આવ્યું છે કે ઇસ્લામ માણસના જાહેર અને ખાનગી તથા તેના જીવનના તમામ વ્યક્તિગત અને સામૂહિક પાસાઓને આવરી લે છે. આ દીન, જે રીતે અલ્લાહની પ્રસન્નતા અને આખિરતની સફળતાની બાંહેધરી આપે છે, તે જ રીતે દુનિયાની સમસ્યાઓના ઉકેલ માટે સૌથી શ્રેષ્ઠ જીવન-વ્યવસ્થા પણ છે. આપણું બંધારણ એ પણ કહે છે કે ઇસ્લામના પાયા પર જ વ્યક્તિનો વિકાસ, સમાજની નવરચના અને રાજ્યનું નિર્માણ થવું જોઈએ. જો જમાઅતનો કોઈ માણસ સેક્યુલરિઝ્મ અને સમાજવાદને સાચાં સાબિત કરવાનો પ્રયત્ન કરે, તો તે જમાઅતના બંધારણનો વિરોધ કરે છે. પછી તે જમાઅતમાં કેવી રીતે રહી શકે છે ? તેના માટે જમાઅતમાં કોઈ સ્થાન નહીં હોય. આપણી વર્તમાન નીતિમાં એ વાત આ રીતે કરવામાં આવી છે કે ''જમાઅત ઇચ્છે છે કે દેશની પરિસ્થિતિની પશ્ચાદભૂમિમાં ઇસ્લામને દેશવાસીઓ સામે એક માત્ર વિકલ્પના રૂપમાં પ્રસ્તુત કરવામાં આવે. દેશવાસીઓ સારી રીતે જાણી લે કે ઇસ્લામ લોકોની દુનિયા અને આખિરતની મુક્તિ અને સફળતાનો જામીન પણ છે અને માનવ સમાજ માટે સૌથી વધુ યોગ્ય જીવન-દૃષ્ટિકોણ અને જીવન-વ્યવસ્થા છે. ઇકામતે દીન (દીનની સ્થાપના)ની મંજિલ તરફ આ એક મહત્ત્વનું કદમ હશે.'' એ વાત કે જમાઅતે સેક્યુલરિઝ્મ અને ડેમોક્રેસીનો ઝંડો બુલંદ કરેલો છે, આવું તે જ વ્યક્તિ કહી શકે છે જે જમાઅતની દાવતી, સુધારાત્મક, પ્રશિક્ષણાત્મક અને સામાજિક કોશિશોથી અજાણ હોય અથવા તેની અવગણના કરવા માગતો હોય. અમે

જાણવા માગીએ છીએ કે જમાઅતે ક્યારે અને કઈ વખતે પોતાના બંધારણ અને નીતિને ખતમ કરવા અને સેક્યુલરિઝ્મ અને સમાજવાદને કાયમ કરવાનો નિર્ણય કર્યો છે ?

# ચૂંટણીલક્ષી રાજકારણ અને જમાઅતનો દૃષ્ટિકોણ

**પ્રશ્ન :** જાણકાર લોકોમાં એ વિચાર સામાન્ય છે કે ચૂંટણીલક્ષી રાજકારણની બાબતમાં સ્વયં જમાઅતના અંદર મતભેદો જોવા મળે છે. બહુમતીનો અભિપ્રાય એ છે કે આમાં ભાગ લેવો જોઈએ, જ્યારે કે બીજો મત એ છે કે આ આપણી વિચારધારા અને અકીદા (આસ્થા)ના વિરુદ્ધ છે અથવા એ કે હમણા તેનો અવસર નથી. આપ શું માનો છો ?

**જવાબ :** જમાઅતના અંદર આ બાબતે કોઈ મતભેદ નથી કે વર્તમાન વ્યવસ્થા બિનઈસ્લામી અને સત્યના વિરુદ્ધ છે, અને જમાઅતે તેને બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ. અલબત્ત, જે બાબતની ચર્ચા થઈ રહી છે, તે એ છે કે દેશમાં મુસલમાનોનાં ઘણા પ્રશ્નો છે. તેમનાં લઘુમતીમાં હોવાને કારણે આ સમસ્યાઓ વધારે મુશ્કેલ છે. પ્રશ્ન એ રહ્યો છે કે ચૂંટણીલક્ષી રાજકારણ તેના ઉકેલમાં મદદરૂપ થઈ શકે છે કે કેમ ? આ મામલામાં બે મતો જોવા મળે છે; જેમ કે તમે સ્વયં કહ્યું. બહુમતીનો મત છે કે આમાં ભાગ લેવો જોઈએ, આ દેશ અને મિલ્લતના વ્યાપક હિતમાં હશે. તમારો એ પ્રશ્ન કે, હું આ બાબતે મારો મત પ્રગટ કરું. આ પ્રશ્નનો જવાબ આપવો મારા માટે ઉચિત નથી. મારો અંગત મત આની તરફેણમાં પણ હોઈ શકે છે અને તેના વિરુદ્ધ પણ. એક જવાબદાર વ્યક્તિ હોવાની રીતે મારે આ ચર્ચામાં ન પડવું જોઈએ. અલબત્ત, એક વાત વિચારણીય છે, તેનો ઉલ્લેખ તાજેતરમાં જ મેં મજલિસે નુમાઈન્દગાન (કેન્દ્રીય પ્રતિનિધિ-સભા)ની બેઠકમાં પણ કર્યો હતો. તે એ કે સેક્યુલરિઝ્મ, સમાજવાદ અને ડેમોક્રેસીના શબ્દો દેશના બંધારણમાં એક વિશેષ અર્થમાં પ્રયોજવામાં આવ્યા છે. સમાજવાદ અંગે સુપ્રીમ કોર્ટ એવું કહી રહી છે કે હવે આ પરિભાષાનો ઉપયોગ આપણે તેના આરંભિક અર્થમાં નહિં, બલ્કે સામાજિક ન્યાયના અર્થમાં લઈ રહ્યા છીએ. જ્યાં સુધી સેકયુલરિઝ્મનો સંબંધ છે, ઘણા સમય પહેલાં મૌલાના અબૂલ લૈસ સાહેબથી ડૉ. સૈયદ મહમૂદ સાહેબે પ્રશ્ન કર્યો હતો કે સેકયુલરિઝ્મ વિશે આપ શું કહો છો ? મૌલાનાએ જવાબ આપ્યો હતો કે સેક્યુલરિઝ્મનો અર્થ, જો એ છે કે અહીં કોઈ મઝહબ (ધર્મ, સંપ્રદાય, પંથ)ની સાથે પક્ષપાત કરવામાં નહીં આવે, બધા મઝહબોની સાથે સમાન

વ્યવહાર કરવામાં આવશે અને બધા મઝહબોને પોતાની રીતે કામ કરવાની સ્વતંત્રતા હશે, તો અમે તેના વિરુદ્ધ નથી. પરંતુ જો સેક્યુલરિઝ્મનો અર્થ અલ્લાહની હાકેમિયત (સ્વામિત્વ અને સત્તા) અને તેના ઈક્તિદાર (પ્રભુત્વ અને એકાધિકાર)નો નકાર છે, તો અમે તેના વિરુદ્ધ છીએ. પાછળથી શૂરા (કેન્દ્રીય સલાહકાર સમિતિ)એ આ સમજૂતીની પુષ્ટિ પણ કરી. આ જ સ્થિતિ ડેમોક્રેસીની પણ છે. મેં આ વિશે ઘણી વખત લખ્યું છે. ડેમોક્રેસી અલ્લાહત્અલાની સત્તા અને એકાધિકારની જગ્યાએ લોકોની સત્તા અને સ્વામિત્વને સ્વીકારે છે. તેના હેઠળ દાવત અને પ્રચાર-પ્રસાર અને સમાજની સુધારણા અને પ્રશિક્ષણની તકો પ્રાપ્ત છે, તેથી અમે તે વ્યવસ્થાઓની તુલનામાં પંસદ કરીએ છીએ, જે અહીં આ સ્વતંત્રતા આપવા માગતા નથી અને એક વિશેષ પ્રકારની સભ્યતા અને સંસ્કૃતિ આખા દેશ પર થોપી દેવા માગે છે. આપણા દેશમાં લોકશાહી છે. તેનાથી આપણે ફાયદો ઉઠાવવો જોઈએ કે ઈસ્લામનો પરિચય કરાવીએ અને તેના વિશેની ગેરસમજો દૂર કરીએ, અને એ બતાવીએ કે ઈસ્લામ દેશની અને સમગ્ર વિશ્વની સફળતા છે. કેટલાક લોકો કહે છે કે લોકશાહી કોઈ પણ મઝહબ કે દીન (જીવન-વ્યવસ્થા)ને રાજ્યની વ્યવસ્થા બનાવવાની પરવાનગી આપતી નથી. મારું માનવું એ છે કે જો આ અવરોધ છે, તો આ અવરોધને પણ લોકશાહીના માર્ગે જ દૂર કરવો જોઈએ અને યોગ્ય આયોજન અને કાર્ય-પદ્ધતિ અપનાવવી જોઈએ.



# ઇસ્લામને ચર્ચાનો વિષય બનાવવાની જરૂર છે.

પ્રશ્ન : એક અહેસાસ એ છે કે જમાઅત હવે ઇસ્લામી મૂલ્યો પર ભાર મૂકવાથી ક્રમશઃ પાછળ હટતી જઈ રહી છે; જેમ કે જમાઅતના પાઠ્ય-પુસ્તકોમાં એડિટિંગ કરવામાં આવી રહ્યું છે. તેમનું દીની વલણ બદલાઈ રહ્યું છે. ઉદાહરણાર્થ, એક નઝ્મ (કાવ્ય) 'મેલા' છે. એમાં હવે શિર્ક (અનેકેશ્વરવાદ) અને નાસ્તિકતાવાળી શિક્ષા નથી રહી. તેનો અર્થ એ થયો કે આપ જે ચર્ચાને શરૂ કરવા માગો છો, તેનો દરવાજો સ્વયં આપણે જ બંધ કરી દીધો છે. આપણે આપણા પાઠ્ય-પુસ્તકોમાંથી આવી તમામ વસ્તુઓને કાઢી નાખી છે. આ સ્થિતિમાં તમે ઇસ્લામના આમંત્રણનું કાર્ય કેવી રીતે કરશો ?

જવાબ : મારા ખ્યાલથી આ વિચાર સાચો નથી. જ્યારે આપણે એમ કહીએ છીએ કે ઇસ્લામના પાયા પર વ્યક્તિ અને સમાજનો વિકાસ અને ઉન્નતિ તથા રાજ્યનું નિર્માણ થાય, તો એ વાત આપણે આપણા બંધારણ અનુસાર કહી રહ્યા છીએ. હા, હું એ સ્વીકારું છું કે આપણે આ વાતની ચર્ચા આપણાં વર્તુળમાં તો કરી છે, પણ તેને લોકો દરમ્યાન ચર્ચાનો વિષય નથી બનાવી શક્યા. આજે વ્યક્તિના વિકાસ અને ઉન્નતિની વાત કહેવામાં આવે છે. તમે કહી શકો છો કે આ કામ ઇસ્લામી સિદ્ધાંતોના પાયા પર થઈ શકે છે. તે જ રીતે આપણે એ બતાવીએ કે સમાજની નવરચના ઇસ્લામના પાયા પર થવી જોઈએ. કાનૂની ચર્ચામાં બતાવવામાં આવે કે સ્વાભાવિક રીતે તમામ મનુષ્યો સમાન છે. તેનો અર્થ એ છે કે કોઈને પણ કોઈના ઉપર અબાધિત અધિકાર અને સ્વામિત્વ પ્રાપ્ત ન હોય, બલ્કે તમામ પર અલ્લાહનો કાનૂન લાગૂ થાય, અને જેને સત્તા સોંપવામાં આવે , તે પણ એ સમજે કે તેણે સાચા માલિક અને પ્રભુત્વશાળીનો કાનૂન ચલાવવાનો છે. મારો ખ્યાલ એ છે કે ખૂબ જ સીમિત વર્તુળમાં તો આ ચર્ચા થતી રહી છે. આવશ્યકતા છે કે વ્યાપક પ્રમાણમાં દેશના સામે પણ આને ચર્ચાનો મુદ્દો બનાવવામાં આવે. કેટલાક લોકો એવું વિચારે છે કે ઇસ્લામ માટે પરિસ્થિતિ સાનુકૂળ નથી, પરંતુ વૈશ્વિક પરિપ્રેક્ષ્યમાં જે પરિવર્તનો થઈ રહ્યા છે, તે નવી વિચારધારાની માંગ કરે છે, તે સંદર્ભમાં ઇસ્લામનો દૃષ્ટિકોણ સામે આવવો જોઈએ.

પાઠ્ય-પુસ્તકોમાં જે ફેરફાર કે પુનર્વલોકનનો તમે ઉલ્લેખ કરી રહ્યા છો, તે અનુસંધાનમાં શિક્ષણ વિભાગથી માહિતી મેળવી શકાય છે કે શું ફેરફાર થયો છે અને કયા હેતુસર થયો છે. હાલ તેની વિગત મારા પાસે નથી.



# ઈસ્લામ જ એક માત્ર વિકલ્પ છે.

પ્રશ્ન : આપ પોતાની ચર્ચામાં મહદ્અંશે એ વાત પર ભાર મૂકો છો કે ઈસ્લામને વિકલ્પના રૂપમાં પ્રસ્તુત કરવાની આવશ્યકતા છે. આ અનુસંધાનમાં જમાઅતના પ્રયત્નો શું છે, અને નવા સત્રમાં આપનું આયોજન શું છે ?

જવાબ : આ અદનો માણસ ઘણા સમય પહેલાંથી પોતાના લેખો અને અભિભાષણોમાં એ વાત પર ભાર મૂકતો રહ્યો છે કે દીને-ઈસ્લામને વર્તમાન જીવન-વ્યવસ્થાઓના વિકલ્પના રૂપે પ્રસ્તુત કરવો જોઈએ. તેના વગર દાવતનું કાર્ય પરિપૂર્ણ નહીં થાય. અત્યારે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પણ તેનો તકાદો કરે છે કે કોઈ વિકલ્પ સામે આવે. ગયા સત્રની નીતિ અને કાર્યક્રમોમાં તેનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેનાથી આપણા કાર્યની દિશા નક્કી થાય છે. ઈસ્લામને વિકલ્પના રૂપમાં પ્રસ્તુત કરવાનાં ઘણા કારણો છે. આજે સમગ્ર વિશ્વમાં એક વૈચારિક શૂન્યાવકાશ જોવા મળે છે. એવું લાગે છે કે કોઈ પણ વ્યક્તિ જીવન-દૃષ્ટિકોણની ચર્ચામાં પડવા માગતું નથી, કેવળ ભૌતિક પ્રગતિ અને ખુશહાલી તેની નજર સમક્ષ છે અને કોઈ પણ ભોગે તેને પ્રાપ્ત કરવા માગે છે. એ વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે દરેક મનુષ્ય માટે પોતાના જીવનની વિચારધારાનું નિર્ધારણ આવશ્યક છે. તેનાથી જ સમગ્ર જીવનની દિશા નક્કી થાય છે. ઈસ્લામ સાચો અને વાસ્તવિક જીવન-દૃષ્ટિકોણ આપે છે. તે મનુષ્યની ભૌતિક જરૂરિયાતો પૂરી કરવાનો માર્ગ પણ બતાવે છે અને તેને આત્મિક સંતોષ પણ પ્રદાન કરે છે. તેણે ઈબાદત (ઉપાસના)ની જે વ્યવસ્થા આપી છે, તે જીવન-દૃષ્ટિકોણને દૃઢતા બક્ષે છે. તે જ પ્રમાણે જીવનના એક-એક ક્ષેત્રને પ્રસ્તુત કરવાની જરૂર છે. પરિવાર સમાજનો પાયાનો વિભાગ છે. આજે તેનું માળખું વિખરાઈ ગયું છે. પરંતુ ઈસ્લામ તેની રચના માટે મજબૂત અને દૃઢ બુનિયાદો ઉપલબ્ધ કરાવે છે. તેણે જે નૈતિક શિક્ષાઓ આપી છે તે મનુષ્યને શુદ્ધ ચરિત્ર અને વ્યક્તિત્વ અર્પે છે અને માનવીય સંબંધોને વધારે ઉત્તમ બનાવે છે. તેની આર્થિક વ્યવસ્થા અત્યંત ન્યાય પર આધારિત છે. તે અમીર અને ગરીબના સંઘર્ષ અને ઘર્ષણથી સમાજને મુક્તિ અપાવે છે. દરેક વ્યક્તિની પ્રાથમિક જરૂરતોને ઉપલબ્ધ કરવાની બાંહેધરી આપે છે

અને ઉચિત સાધનોથી આર્થિક પ્રયાસો કરવાની પરવાનગી આપે છે. તેણે શાસનની જે વ્યવસ્થા આપી છે, તે માનવ પરથી માનવના પ્રભુત્વને સમાપ્ત કરે છે અને દરેક વ્યક્તિને અલ્લાહનો બંદો અને તેના આદેશોનો પાબંદ બનાવે છે. મને આનંદ છે કે જમાઅતમાં આ વલણ વધ્યું છે અને આપણાં વક્તા-પ્રવક્તાઓ અને વ્યાખ્યાનકારો ઈસ્લામને આ હેસિયતે પ્રસ્તુત કરવાની કોશિશ કરે છે.

# ઇસ્લામની મૂળભૂત શિક્ષાઓને સમજવાની જરૂર

પ્રશ્ન : આપનું માનવું છે કે ઇસ્લામને આંતરરાષ્ટ્રીય સ્તરે ચર્ચા અને સંવાદ-વાર્તાલાપનો વિષય બનાવવો જોઈએ, અને તેનો માર્ગ વૈશ્વિક સ્તર પર ચાલુ ઇસ્લામ-વિરોધી પ્રોપેગન્ડામાંથી કાઢવો જોઈએ; હવે એવું લાગે છે કે પશ્ચિમવાસીઓ ઇસ્લામ અંગે ગંભીરતાથી વિચારવા માટે તૈયાર થઈ રહ્યા છે. આ સંદર્ભમાં સી.આઈ.એ.ના એક પૂર્વ અધિકારી Graham E. Fuller નું પુસ્તક 'A World without Islam' તાજેતરમાં જ પ્રકાશિત થયું છે અને પશ્ચિમ અને પૂર્વમાં ચર્ચાનો મુદ્દો બની ગયેલ છે. લેખકે ઇસ્લામ વિશે પશ્ચિમમાં વસતા લોકોના અભિપ્રાયને પક્ષપાતી અને પૂર્વગ્રહયુક્ત કહીને રદ કરી દીધાં છે અને ઇસ્લામને તેના મૂળ સ્રોતોથી સમજવા પર ભાર મૂક્યો છે. શું આપણે તેને સારી અને સુભગ તબદીલી કહી શકીએ છીએ ?

જવાબ : ઇસ્લામ-વિરોધી પ્રચારે, એમાં કોઈ સંદેહ નથી કે ઇસ્લામના વાસ્તવિક પરિચયની તક ઉપલબ્ધ કરાવી છે. એ વાત પણ સાચી છે કે આ દુષ્પ્રચારના પરિણામે ઇસ્લામી શિક્ષાઓની જાણકારી મેળવવાનું અને તેને સમજવાનું વલણ પણ વધ્યું છે. ગ્રેહામ ફુલ્લરના પુસ્તકને આ પૂર્વભૂમિકામાં જોઈ શકાય છે. હું આ પુસ્તકનો અભ્યાસ નથી કરી શક્યો, અલબત્ત તેના પર કરવામાં આવેલાં કેટલાંક વિશ્લેષણો વાંચ્યા છે. એ વાતની પ્રશંસા કરવી જોઈએ કે તેમણે હિંમતનું પ્રદર્શન કર્યું છે. એક વાત આપણે નજર સમક્ષ રાખવી જોઈએ, તે એ છે કે પશ્ચિમે હંમેશા ઇસ્લામને એક પ્રતિસ્પર્ધી તાકાતના રૂપમાં જોયો અને તેને ટીકાઓનું લક્ષ્ય બનાવ્યો. પરિસ્થિતિ અનુસાર આ ટીકાની દિશા બદલાતી રહી છે. ક્યારેક તેણે તેના અકીદાઓ (આસ્થાઓ)ને, ક્યારેક રસૂલુલ્લાહ (પયગંબર હઝરત મુહમ્મદ) સલ્લ.ના પવિત્ર જીવન-ચરિત્રને, ક્યારેક વહી (દિવ્ય વાણી, સંચેતના) અને રિસાલત (ઈશદૂતત્વ)ના દૃષ્ટિકોણને, ક્યારેક તેની કૌટુંબિક વ્યવસ્થાને, તો ક્યારેક તેની આર્થિક વ્યવસ્થાને ટીકા અને વાંધાઓનું નિશાન બનાવી; બલ્કે ઘણી વખતે ઉપહાસ અને મઝાકનો વિષય બનાવ્યો. એક તરફ ૯/૧૧ની દુર્ઘટના પછી મુસ્લિમ સંસ્થાઓ પર આતંકવાદ અને હિંસાનો આરોપ લગાવ્યો. તેનાથી આગળ

વધીને કહેવામાં આવ્યું કે સ્વયં ઇસ્લામ આતંકવાદ, હિંસા અને અસહિષ્ણુતાનો સમર્થક અને ધ્વજવાહક છે. આ સંસ્થાઓ તેનાથી જ માર્ગદર્શન મેળવે છે. જે વ્યક્તિ ઇસ્લામની શિક્ષાઓનો કોઈપણ પ્રકારના પૂર્વગ્રહ અને હઠાગ્રહ વિના અને અનુચિત પક્ષપાત રાખ્યા વગર અભ્યાસ કરશે, તે સમજી જશે કે આ વાત ખોટી છે. મારું માનવું છે કે ગ્રેહામ ફુલ્લરનું પુસ્તક પણ આનું જ ઘોતક છે. જે વ્યક્તિ જીવનના કોઈપણ મામલામાં ઇસ્લામનો અભ્યાસ કરશે, તે તેની ન્યાય અને સમાનતા પર આધારિત શિક્ષાઓથી ચોક્કસ પ્રભાવિત થશે અને તેના પર જે વાંધાઓ ઉઠાવવામાં આવે છે અને આરોપો મૂકવામાં આવે છે, તેને નિરાધાર માનશે. પરંતુ આ અભ્યાસમાં ખામી એ છે કે તે ઇસ્લામનો કોઈ એક દિશા અને પાસાથી કે કોઈ ખાસ વિષય હેઠળ અભ્યાસ છે. તેનાથી ઇસ્લામની સચ્ચાઈ પૂર્ણપણે સ્પષ્ટ થતી નથી. તેની સાચી રીત એ છે કે સૌપ્રથમ ઇસ્લામની મૂળભૂત અને મુખ્ય વાતો અને પાયાના સિદ્ધાંતોનો અભ્યાસ કરવો જોઈએ, અને પછી તેના પ્રકાશમાં, ચર્ચા હેઠળ આવતા વિષયો પર ઇસ્લામી શિક્ષાઓને સમજવા માટે કોશિશ કરવામાં આવે. ઇસ્લામનો પાયો તેના અકીદાઓ (આસ્થાઓ) પર છે. તે નાસ્તિકતા અને અનેકેશ્વરવાદનો વિરોધી છે. તેની સરખામણીમાં શુદ્ધ તૌહીદ (એકેશ્વરવાદ)નો દૃષ્ટિકોણ પ્રસ્તુત કરે છે. તે આ દુનિયાના જીવનને અંતિમ મંજિલ નથી સમજતો, બલ્કે આખિરત (પરલોક) અને જઝા (ઇનામ અને વળતર) અને સજાનો દૃષ્ટિકોણ આપે છે. મનુષ્યને જ્ઞાનના જે સ્રોતો અને માધ્યમો પ્રાપ્ત છે, તેને તે અપૂરતાં ઠેરવે છે. તેથી વહી (દિવ્ય સંચેતના) અને રિસાલત (ઈશદૂતત્વ) પર ઈમાનને અનિવાર્ય ઠેરવે છે; અને હઝરત મુહમ્મદ સલ્લ.ને અંતિમ રસૂલ (ઈશદૂત) અને કુર્આન-કરીમને અંતિમ દિવ્ય ગ્રંથની હેસિયતે પ્રસ્તુત કરે છે. તે મનુષ્યને અલ્લાહનો બંદો અને તેના સામે ઉત્તરદાયી ઠેરવે છે. તે માનવો દરમ્યાન સમાનતાનો ઘોતક છે. તેનું જ એક પાસું એ છે કે ઇસ્લામ મનુષ્ય પર મનુષ્યના આધિપત્યને સાચું માનતો નથી અને અલ્લાહની સત્તા અને સાર્વભૌમત્વની વિચારધારા પ્રસ્તુત કરે છે. આ સૈદ્ધાંતિક શિક્ષણને ચર્ચાનો વિષય બનાવવો જોઈએ. ઇસ્લામે ઘણી શિક્ષાઓની તત્ત્વદર્શિતા અને તેના પાછળના ઉદ્દેશ્યોનું વર્ણન કર્યું છે અને તેનાથી પણ વધારે ઉદ્દેશ્યો શું હોઈ શકે તે શોધી શકાય છે; પણ જો કોઈ વ્યક્તિ કુર્આનને અંતિમ અવકાશી

ગ્રંથ સ્વીકારી લે અને ફાઇનલ ઓથોરિટી માની લે, તો પછી તેની કોઈ વાત પર વાંધો ઉઠાવી શકે નહીં કે તેના પર આરોપ મૂકી શકે નહીં. જે પુસ્તકો લખવામાં આવી રહ્યા છે, તેમાં આ ચર્ચા આ પ્રમાણે કરવામાં આવતી નથી. અમે ઇચ્છીએ છીએ કે ચર્ચા આ પ્રમાણે કરવામાં આવે અને વિશ્વના બુદ્ધિજીવીઓ અને વિચારકો કુર્આનની આ પાયાની શિક્ષાઓ પર વિચાર કરે. તેના પર જો તેમને સંતોષ થઈ જાય, તો ઘણીબધી ચર્ચાઓ અને વિવાદો સ્વયં સમાપ્ત થઈ જશે.

## ભારતમાં ઈસ્લામના પ્રચાર-પ્રસારનો અધિકાર

પ્રશ્ન : પ્રશ્ન એ ઊભો થાય છે કે ભારતમાં એવી સ્થિતિ છે કે આપણે આ અંદાજમાં ચર્ચા કરી શકીએ ?

જવાબ : આપણા દેશમાં દરેક વ્યક્તિને વિચાર અને અમલની આઝાદી પ્રાપ્ત છે. તેનું એક પાસું એ છે કે પ્રત્યેક ધર્મ પોતાની સચ્ચાઈ પુરવાર કરી શકે છે. જ્યારે એમ કહેવામાં આવે છે કે અહીં લોકશાહી છે, દરેક વ્યક્તિને કોઈપણ વિચારધારા અપનાવવાનો અને તેના પ્રચારનો અધિકાર છે, તો ધર્મને તેનાથી અપવાદ ઠેરવવું લોકશાહીની પ્રણાલિકા અને તેના આત્માની વિરુદ્ધ છે. તેના સિવાય અભિવ્યક્તિની સ્વતંત્રતાનો અર્થ શું છે ? તેમાં કોઈ સંદેહ નથી કે ધર્મને રાજકીય મામલાઓથી અલગ રાખવાનો આગ્રહ રાખવામાં આવે છે. પરંતુ આ વલણ પર ગંભીરતાપૂર્વક વિચાર કરવાની જરૂર છે. વિચારવાનું આવું વલણ પશ્ચિમથી લેવામાં આવ્યું છે. તેને ઉચિત અને યોગ્ય કહી શકાય નહીં. તેને પડકારવું જોઈએ.



# ઈસ્લામને જીવન-વ્યવસ્થાના રૂપમાં પ્રસ્તુત કરવો પડશે

પ્રશ્ન : આપણો દેશ સામ્યવાદને તો એક વિચારધારા અને દૃષ્ટિકોણના રૂપમાં પ્રસ્તુત કરવાનો અધિકાર આપે છે, પરંતુ મુસલમાનો, વિશેષતઃ જમાઅતે ઈસ્લામી હિંદનો એ હક્ક હજુ સુધી કેમ સ્વીકારવામાં આવતો નથી કે ઈસ્લામને જીવન-દૃષ્ટિકોણના રૂપમાં પ્રસ્તુત કરે ?

જવાબ : સામ્યવાદની તરફેણમાં લાંબા સમયથી ભારતનું વલણ રહ્યું છે અને વિકાસશીલ દેશો માટે સમાજવાદને જ મુક્તિનું સાધન સમજવામાં આવતો હતો. તેથી તેમને ફળવા-ફૂલવાની તક મળી. આપણા સાહિત્યમાં, નિઃશંક એ બાબત સ્પષ્ટ રૂપે કહેવામાં આવી છે અને તેને સાબિત કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે કે સાચી જીવન-વ્યવસ્થા ઈસ્લામ જ છે. તેના જ આધારે વ્યક્તિનો વિકાસ અને ઉન્નતિ, સમાજની રચના અને રાજ્યનું નિર્માણ થવું જોઈએ. પરંતુ તમે તે વાતનો ઈન્કાર કરી શકતા નથી કે જ્યારથી આ અવાજ બુલંદ થવો જોઈએ, ન થયો. મારું માનવું છે કે જો આપણા દેશનું બંધારણ આ સંબંધે અવરોધરૂપ છે, તો આ અવરોધને દૂર કરવાનો ઉપાય શોધવો જોઈએ.



# વેલ્ફેર પાર્ટી અને જમાઅતે ઈસ્લામી હિંદ

પ્રશ્ન : વેલ્ફેર પાર્ટી ઑફ ઇન્ડિયા અંગે ઘણાં પ્રશ્નો કરવામાં આવે છે કે શું તેની રચના જમાઅતે ઇસ્લામી હિંદે કરી છે કે પછી તે તેની રાજકીય પાંખ છે અને તેની લગામ જમાઅતે ઇસ્લામી હિંદના હાથમાં હશે ? જો આવું નથી, તો તેનાથી જમાઅતના સંબંધનું સ્વરૂપ શું છે ? કેટલાક લોકો સમજે છે કે આ પાર્ટીની રચનાથી જમાઅત પોતાના ધ્યેય અને કાર્ય-પદ્ધતિથી દૂર થઈ ગઈ છે અને તેણે અન્ય રાજકીય પાર્ટીઓની કાર્ય-પદ્ધતિ અપનાવી લીધી છે. આપના તરફથી આ અંગે સ્પષ્ટતા આવશ્યક લાગે છે.

જવાબ : વેલ્ફેર પાર્ટી તે સમસ્યાઓને લઈને આગળ વધવા માગે છે, જે દેશના બંધારણ અને અહીંની લોકતાંત્રિક વ્યવસ્થામાં ઉકેલી શકાય છે. આ સમસ્યાઓનો સંબંધ પ્રત્યક્ષ રૂપે મુસલમાનોથી પણ છે અને અન્ય લઘુમતીઓ અને પછાત વર્ગોથી પણ છે. આ દેશમાં મુસલમાનોની વસ્તી આશરે ૨૦ કરોડ છે. તેમના અસંખ્ય પ્રશ્નો છે. મેં અખિલ ભારતીય અરકાન ઇજ્તિમાઅ વખતે મારા પ્રારંભિક પ્રવચનમાં, જે પ્રસિદ્ધ પણ થઈ ચૂક્યું છે, કહ્યું હતું કે આ પ્રશ્નોનો સંબંધ તેમના જીવન અને અસ્તિત્વ સાથે પણ છે અને ધાર્મિક ઓળખની સાથે પ્રતિષ્ઠાપૂર્ણ અને માનભેર જીવન વિતાવવા સાથે પણ છે. આ પ્રશ્નોમાં જાન-માલની સલામતી, કોમી રમખાણોની રોકથામ, ગરીબી અને ભૂખમરો અને નિરક્ષરતાના નિવારણ, આધુનિક શિક્ષણની સાથે ધાર્મિક શિક્ષા-દીક્ષાની વ્યવસ્થા, મદ્રસાઓ અને મસ્જિદોના નિર્માણ, પર્સનલ લૉમાં દખલ ન કરવી, વકફોની રક્ષા અને તેનો સદુપયોગ, ન્યાય અને ઇન્સાફની ઉપલબ્ધિ અને અન્યાય અને અત્યાચાર વિરુદ્ધ અવાજ બુલંદ કરવો અને તેના માટે ઉપાય વગેરે ઘણાં પ્રશ્નો છે. આ પ્રશ્નો તરફ જમાઅતે શરૂઆતથી જ ધ્યાન આપ્યું છે. તેના માટે તે રાજકીય રીતે પણ અનેક પ્રયાસો કરતી રહી છે.

જમાઅતનો એક પ્રયત્ન એ પણ રહ્યો છે કે અહીં બંધારણીય વ્યવસ્થા બાકી રહેવી જોઈએ, જેમાં વ્યક્તિના પાયાના અધિકારોનો સ્વીકાર કરવામાં આવ્યો છે. તેથી ઇમરજન્સીમાં દેશના બંધારણને સ્થગિત કરીને તેને એક જ વ્યક્તિની મરજીના તાબે કરી દેવાની કોશિશ કરવામાં આવી રહી હતી અને એક રીતે

જાણે સરમુખત્યારશાહીનું વલણ સામે આવી રહ્યું હતું; ત્યારે જમાઅતે તેનો ભરપૂર વિરોધ કરવાનો નિર્ણય કર્યો અને તે રાજકીય પક્ષોને સાથ આપ્યો, જે લોકશાહીનું સમર્થન કરી રહ્યા હતા અને બંધારણની બહાલીની માંગ કરી રહ્યા હતા, કેમ કે તેમાં દેશ અને મિલ્લતને ફાયદો હતો અને જમાઅતને કામની પુનઃ તકો પ્રાપ્ત થઈ રહી હતી.

સમગ્ર મિલ્લત પોતાના અધિકારોની સુરક્ષા માટે વિભિન્ન રાજકીય પક્ષોનો સહયોગ કરતી રહી છે. જમાઅતે પણ તે લોકો અને પક્ષોનું સમર્થન કર્યું, જેઓ મુસલમાનોના પ્રશ્નોથી સહાનુભૂતિ વ્યક્ત કરતા હતા અને બંધારણમાં દર્શાવેલ અધિકારોના અમલીકરણને આવશ્યક માનતા હતા અને પોતાના નિવેદનોમાં તેને પ્રગટ પણ કરતા રહ્યા કે તેઓ આ મામલામાં જુદા-જુદા લોકો અને વર્ગો વચ્ચે વ્યવહારમાં જે ભેદભાવ કરવામાં આવે છે તેને સારું નથી સમજતા. પરંતુ અનુભવ બતાવે છે કે ચૂંટણી પછી કોઈ પણ પક્ષ પોતાના વચનોને પૂરા કરતો નથી. તેમના પોતાના હિતો અને સ્વાર્થો હોય છે, જેના માટે તેઓ કામ કરતા હોય છે. તે પછી જમાઅત સામે બે વિકલ્પો હતા. એક એ કે જમાઅત સ્વયં પ્રત્યક્ષ રૂપે મિલ્લતની સમસ્યાઓ માટે મેદાનમાં આવે અને બીજો વિકલ્પ એ હતો કે આ સમસ્યાઓ માટે એક સ્વતંત્ર રાજકીય પક્ષ બનાવવામાં આવે. મુસલમાનોને જે સમસ્યાઓનો સામનો કરવો પડતો હતો, તે સમસ્યાઓમાં અન્ય લઘુમતી સમુદાયો પણ ગ્રસ્ત છે. તેમને પણ આમાં સામેલ કરવામાં આવે. જમાઅતે નક્કી કર્યું કે જમાઅત તો પોતાના ધ્યેય અને પોતાની નક્કી કરેલ નીતિ પર અમલ કરતી રહેશે અને મિલ્લતના રોજ-બરોજનાં પ્રશ્નો, જે અન્ય લઘુમતીઓના પણ પ્રશ્નો છે, તેમને રાજકીય સ્તરે ઉઠાવવા માટે એક સ્વતંત્ર રાજકીય પક્ષની રચના માટે પ્રયત્ન કરશે. આના જ પરિણામે વેલ્ફેર પાર્ટી ઑફ ઇન્ડિયાની સ્થાપના થઈ છે. તેથી આપણે જોઈએ છીએ કે તેના હોદ્દેદારોમાં જમાઅતના લોકોની સાથે મિલ્લતની કેટલીક પ્રસિદ્ધ હસ્તીઓ પણ છે. તે જ રીતે બિનમુસ્લિમ લોકોને પણ તેમાં પ્રતિનિધિત્વ પ્રાપ્ત છે.

વેલ્ફેર પાર્ટી ઑફ ઇન્ડિયા સંબંધે કેટલીક વાતોની સ્પષ્ટતા જરૂરી લાગે છે. એક એ કે તે જમાઅતની રાજકીય પાર્ટી નથી, બલ્કે જમાઅતના પ્રયાસોથી

તેની રચના થઈ છે. બીજી એ કે આ પાર્ટીના નિર્ધારીત અને સીમિત હેતુઓ છે. જમાઅતની શૂરા (કેન્દ્રીય સલાહકાર સમિતિ)ના નિર્ણયમાં તે હેતુઓને અને જમાઅતના તેનાથી સંબંધને પ્રથમ દિવસે જ સ્પષ્ટ કરી દીધા હતા. નિર્ણય એ છે કે - ''ઈસ્લામ અને મુસલમાનોના મુખ્ય હિતોની સુરક્ષા, મૂલ્યો પર આધારિત રાજકારણનો પ્રસાર, સામાન્ય પ્રજાજનની ઉન્નતિ અને કલ્યાણ, અને ન્યાય, સમાનતા અને ઇન્સાફની સ્થાપના માટે એક રાજકીય પક્ષની રચના કરવામાં આવે. જમાઅત તેની સ્થાપના માટે કોશિશ કરશે અને આ પાર્ટીમાં પાર્ટીના હેતુઓથી સંમત થનાર મુસ્લિમ અને બિનમુસ્લિમ લોકો, જમાઅતના અરકાન સામેલ થઈ શકશે. આ પાર્ટી પોતાના કાર્યોમાં સ્વતંત્ર હશે. જમાઅત પાર્ટીના નોંધપાત્ર કાર્યોનું સમર્થન કરશે, અલબત્ત તેની જવાબદારી લેશે નહીં.''

આ સ્પષ્ટતા પછી એ વાત ખોટી હશે કે વેલ્ફેર પાર્ટી ઑફ ઇન્ડિયાને જમાઅતની પાર્ટી કહેવામાં આવે, અને તેનાથી પણ આગળ એ આરોપ, જાણીને કે અજાણતામાં મૂકવામાં આવે કે જમાઅત પોતાના ધ્યેય અને પોતાની કાર્યપદ્ધતિથી વિમુખ થઈ ગઈ છે. હું સંતોષ અને વિશ્વાસથી કહીશ કે જમાઅતે ઈસ્લામી હિંદ ભવિષ્યમાં પણ પોતાના ધ્યેય અને હેતુ પર કાયમ રહેશે અને દેશની સામે ઈસ્લામને વિકલ્પની હેસિયતથી પ્રસ્તુત કરવાનું કાર્ય ચાલુ રાખશે, ઇન્શાઅલ્લાહ. તેના માટે તે હંમેશની જેમ આ સત્રમાં પણ પોતાની નીતિ અને કાર્યોનું નિર્ધારિણ કરશે.



# ભારતની મિલ્લતે ઈસ્લામિયા અને જમાઅતે ઈસ્લામી હિંદ

**ભારતની મિલ્લતે ઈસ્લામિયા અને દીન અંગે સામૂહિક ચેતના :**

**પ્રશ્ન :** ઈસ્લામી સામાજિક જીવન અંગે જાગૃતિ અને ચેતના અને તેના પર અમલના સંદર્ભમાં આપ ભારતના મુસલમાનોને કયા સ્થાન પર જુઓ છો ? શું આપના મતે ઈસ્લાહે મુઆશરા (સામાજિક સુધારણા)ના પ્રયત્નોની જરૂરત પણ એટલા માટે પડે છે કે આપણી મિલ્લતમાં દીન અંગેની સામૂહિક અને સામાજિક ચેતનાનો અભાવ જોવા મળે છે ?

**જવાબ :** મારું માનવું છે કે ઉમ્મતની ખૂબ મોટી સંખ્યા દીનને એક અંગત અને વ્યક્તિગત મામલો સમજે છે અને એ જ હેસિયતથી તેના પર કોઈને કોઈ દરજ્જે અમલ પણ કરે છે. તેથી નમાઝ, રોઝા, ઝકાત અને હજ્જ અંગે થોડી-ઘણી કાળજી લેવાતી હોય તેવું દેખાય છે. તેમાં ભૂલ-ચૂક કે બેદરકારીને દીનના મામલામાં બેદરકારી સમજવામાં આવે છે. તે જ રીતે પારિવારિક જીવનમાં પણ ઈસ્લામી શિક્ષાઓની સારી એવી પાબંદી કરવામાં આવે છે. નિકાહ, તલાક, ખુલ્અ (સ્ત્રી તરફથી છૂટાછેડા) અને વારસો જેવા મામલાઓમાં ઈસ્લામી શિક્ષાઓની જાણકારી મેળવવામાં આવે છે અને તે મુજબ અમલ પણ થાય છે અને તેની અવજ્ઞાને મુસ્લિમ સમાજ ખોટું સમજે છે. પણ એ દૃષ્ટિકોણ કે અલ્લાહત્આલાનો દીન સમગ્ર જીવન માટે છે અને દરેક મામલામાં તેની પાબંદી થવી જોઈએ, આપણે એક ઉમ્મત છીએ, દીન સાથેના સંબંધે આપણા-સૌને પરસ્પર સાંકળી દીધાં છે. તેનું સુખ-દુઃખ અને રંજ અને રાહત એક છે. અલ્લાહત્આલાએ આ ઉમ્મતને ખૈરે-ઉમ્મત (મધ્યમમાર્ગી ઉત્તમ સમુદાય) બનાવેલ છે અને તેના દ્વારા તે સમગ્ર જગતની સુધારણાનું કામ લેવા માગે છે. અલ્લાહના દીનથી જ દુનિયાનું જીવન સફળ થઈ શકે છે અને આખિરતમાં પણ કામિયાબી મળી શકે છે. આ વ્યાપક દૃષ્ટિકોણ ઉમ્મતના મનો-મસ્તિષ્કમાં તાજો રહ્યો નથી. આ સંબંધે અમુક વર્ષો પહેલાં અને હાલમાં કોઈ મોટો ફરક અનુભવાતો નથી. આ પરિસ્થિતિને બદલવા માટે કોશિશ ચાલુ રહેવી જોઈએ.



# જમાઅતે ઇસ્લામી હિંદ અને મિલ્લતની એકતા

પ્રશ્ન : મિલ્લતની એકતા (ઇત્તેહાદે મિલ્લત) જમાઅતે ઇસ્લામી હિંદને હંમેશાથી પ્રિય રહી છે અને જમાઅત તેના માટે પ્રયત્નશીલ પણ રહી છે. ગત ચાર વર્ષમાં આપના નેતૃત્વમાં જે કોશિશો થઈ છે, તે શું છે ? આપની દૃષ્ટિએ આજે ઇત્તેહાદે મિલ્લત કઈ સ્થિતિમાં છે ?

જવાબ : આ વાત તમે ખૂબ જ સાચી કહી કે જમાઅતે ઇસ્લામી હિંદ ઇત્તેહાદે મિલ્લત માટે હંમેશાથી પ્રયત્નશીલ રહી છે. તેના માટે તે ઉમ્મતનું ધ્યાન પણ દોરતી રહી છે. ઉમ્મતની અંદર પણ આ અહેસાસ જીવંત રહ્યો છે. તેના પરિણામ સ્વરૂપે મુસ્લિમ પર્સનલ લૉ બૉર્ડ, મુસ્લિમ મજલિસે મુશાવરત, દીની તાલીમી કાઉન્સિલ જેવા ઇદારાઓ અને સંસ્થાઓની સ્થાપના થઈ. તેમની સ્થાપનામાં જમાઅતે પૂરેપૂરો ભાગ લીધો, તેમના સાથે સહયોગ કર્યો અને અત્યારે પણ તે આ સંસ્થાઓ સાથે જોડાયેલ છે. ગત સત્રમાં વિભિન્ન દીની વર્ગોથી સંપર્કો અને સંબંધો વધારવાના યોજનાબદ્ધ પ્રયાસો કરવામાં આવ્યા, પ્રસિદ્ધ અને આગેવાન વ્યક્તિઓથી મુલાકાતો કરવામાં આવી. અલ્લાહનો આભાર છે કે તેમનો હકારાત્મક પ્રતિભાવ મળતો રહ્યો છે. સંબંધો સુધર્યા અને ગાઢ બન્યા છે. દારુલ ઉલૂમ દેવબંદે પોતાના કેટલાક મહત્ત્વના કાર્યક્રમોમાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું અને તેમાં અમે ભાગ પણ લીધો. જમિયતે ઉલ્માએ હિંદના બંને ભાગોથી આપણા સંબંધો સારા છે. તેમના કેટલાક મુખ્ય કાર્યક્રમોમાં અમે ભાગ લઈએ છીએ અને અમારા કેટલાક કાર્યક્રમોમાં તેઓ ભાગ લે છે. મઝાહિરુલ ઉલૂમ-લખનઉ, જમિયત એહલે હદીસ વગેરે તમામ સાથેના સંબંધો વધુ ગાઢ બન્યા છે. જુદા-જુદા વર્ગોના ઉલ્માએ કિરામથી પણ જમાઅતના સારા સંબંધો છે. દક્ષિણ ભારતની સંસ્થાઓની મુલાકાત પણ નિયમિતપણે થતી રહી છે અને ત્યાંના ઉલ્માએ કિરામથી સંબંધોમાં પણ વધારો થયો છે. ક્યાંયથી પણ વિરોધ અને અંતર પ્રગટ થયેલ નથી. સહયોગની ભાવના પણ જોવા મળી. આ વાસ્તવમાં પ્રત્યક્ષ મુલાકાતોનું પરિણામ છે. એ પ્રશ્ન કે આજે ઇત્તેહાદે મિલ્લત કઈ સ્થિતિમાં છે, તેના વિશે કેવળ એટલું કહી શકાય છે કે મિલ્લતમાં એ અહેસાસ ઉભર્યો છે કે સમાન પ્રશ્નોના ઉકેલ માટે સંગઠિત પ્રયાસો

થવા જોઈએ, અને આ બાબતમાં જમાઅતની શક્તિ અને તેના પ્રભાવને પણ સ્વીકારવામાં આવે છે. આ એકતા હજુ એવી નથી કે એમ કહેવામાં આવે કે ઉમ્મત 'બુનયાનુમ્ મરસૂસ' (સીસું પાયેલ દીવાલ) બની ગઈ છે. તેના માટે પ્રયતનો ચાલુ રાખવા પડશે.

# મુસ્લિમ સમાજના વિભિન્ન પંથો વચ્ચે (મસ્લકી) મતભેદો

પ્રશ્ન : મુસ્લિમ મિલ્લતમાં મસ્લકી મતભેદો પર વિવાદો અને ઝઘડાઓની સ્થિતિ આજે પણ ઓછા-વત્તા અંશે પહેલાં જેવી જ છે, જેનું અનુમાન વિભિન્ન દર્સગાહો, તાલીમી અને મસ્લકી સંસ્થાઓથી પ્રકાશિત સામયિકોથી સારી રીતે લગાવી શકાય છે. (સ્પષ્ટ રહે કે પ્રત્યેક નોંધપાત્ર તાલીમી સંસ્થા પોતાના દૃષ્ટિકોણને સ્પષ્ટ કરતું પોતાનું સામયિક પ્રસિદ્ધ કરે છે.) ગત ૨૫ વર્ષોથી આ મિલ્લત અત્યંત સંગીન પરિસ્થિતિ અને જુદા-જુદા પ્રકારના પ્રશ્નોમાં ગ્રસ્ત છે, પરંતુ મસ્લકી ઝઘડાઓમાં ઘટાડો થયો નથી. એક આલિમે-દીન (ઇસ્લામી વિદ્વાન)ની હેસિયતે આપ બતાવો કે આવી સ્થિતિ કેમ છે અને તેના માટે કોણ જવાબદાર છે ? અને તેને કેવી રીતે બદલી શકાય છે ?

જવાબ : આ એક હકીકત છે, જેનો તમે ઉલ્લેખ કર્યો છે. ઇસ્લામી જગતમાં પણ ફિકહી અને મસ્લકી મતભેદો છે અને તેના પર ચર્ચા અને વાદ-વિવાદ પણ થતા રહ્યા છે; પરંતુ જે પ્રકારની તીવ્રતા ઉપખંડ (ભારત, પાકિસ્તાન અને બાંગ્લાદેશ)માં જોવા મળે છે, તે અન્ય દેશોમાં જોવા મળતી નથી.

તેના જુદા-જુદા કારણો છે : તેનું એક કારણ એ છે કે મસ્લકોને જ, તેને માનવાવાળાઓએ ઉમ્મતનો મુખ્ય પ્રશ્ન અને અસલ દીન સમજી લીધો છે અને તેના વિરોધ અને સમર્થનને જ દીનની સૌથી ઉત્તમ સેવા માનવા લાગ્યા છે. એવું લાગે છે કે આ જ મસાઈલના પાયા પર દરેક મસ્લક જીવંત છે અને તે કોઈપણ ભોગે બીજાને સહન કરવા માટે તૈયાર નથી.

આ સંદર્ભમાં બે વાતોને હંમેશા નજર સમક્ષ રાખવી જોઈએ. એક વાત તો એ છે કે મસ્લકી મતભેદો દીન અને શરીઅતના સૈદ્ધાંતિક અને મૂળભૂત મતભેદો નથી, બલ્કે તેનો સંબંધ તે કેટલાક આદેશો અને મસાઈલથી છે, જેમાં એકથી વધારે અભિપ્રાયોની સંભાવના હોય છે. તેમના દરમ્યાન શરીઅતનો દૃષ્ટિકોણ જાણવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ મસાઈલનો

દીનના આધારસ્તંભોથી સંબંધ નથી, બલ્કે તેમની હેસિયત ગૌણ અને તેના અંશ અને ઘટકની છે. દરેક મસ્લક કુર્આન અને હદીસને સનંદ માને છે અને તેના પર અમલનો દાવો કરે છે; પરંતુ કેટલાક આદેશો અને મસાઈલમાં દલીલોના આધારે મતભેદો છે. આ દલીલોના આધારે એ ચર્ચા થાય છે કે કયા મસ્લા (બાબત)માં કયા મસ્લકને પ્રાથમિકતા પ્રાપ્ત છે. જો આ વાત મગજમાં તાજી રહે તો મસાઈલના સંદર્ભમાં તીવ્રતા નહીં રહે.

બીજી વાત એ છે કે આ મસાઈલ પર વાદ-વિવાદ અને ચર્ચા અને તર્કવિતર્કમાં દીનનો ધ્યેય, તેની મૂળ શિક્ષાઓ, અલ્લાહ અને તેના રસૂલ (સલ્લ.)થી સંબંધ અને નિષ્ઠા, ચરિત્ર અને વ્યક્તિત્વની ઉચ્ચતા, ઉમ્મતનું ખૈરે-ઉમ્મત (શ્રેષ્ઠ સમુદાય) હોવું અને પોતાની અને દુનિયાની સફળતા માટે તેનું સક્રિય થવું અને આજના યુગમાં ઈસ્લામનું અમલ-યોગ્ય હોવું, આ પ્રકારની મહત્ત્વની અને પાયાની બાબતોથી આપણું ધ્યાન હટી જાય છે. આ પ્રકારની બાબતો આપણા વચ્ચે ચર્ચામાં જ નથી આવતી. દીનનો સાચો દૃષ્ટિકોણ અને વર્તમાન પરિસ્થિતિમાં તેના વ્યાપક તકાદાઓ મગજમાં હોય તો પછી આ ગૌણ અને આંશિક મસાઈલમાં આપણે ઉલઝીશું નહીં અને દરેકના ઈજ્તિહાદ (જ્યાં કુર્આન અને હદીસમાં આદેશ સ્પષ્ટ ન હોય તેવા મામલામાં પોતાના મત અને અભિપ્રાયથી ઉચિત અને યોગ્ય માર્ગ શોધવો) અને અમલની રીતનો પ્રસન્નચિત્તે સ્વીકાર કરીશું. આરંભિક કાળમાં સહાબાએ કિરામ (રદિ.) વચ્ચે પણ કેટલાક મસાઈલ (બાબતો)માં મતભેદો રહ્યા છે, પરંતુ તેમ છતાં તે સૌએ એક અને સંગઠિત થઈને દીનની દા'વત (આમંત્રણ) અને તેની સરબુલંદી માટે તનતોડ કોશિશ કરી. આ જ આદર્શને અપનાવવાની જરૂર છે.

એમ કહેતા મને આનંદ થાય છે અને તેના પર અલ્લાહનો આભાર માનીએ છીએ કે જમાઅતે ઈસ્લામી હિંદે પોતાની અસર હેઠળના વર્તુળમાં ફિકહી મતભેદોની તીવ્રતાને ઓછી કરી છે, બલ્કે એક રીતે તો તેને સમાપ્ત કરી નાખી છે. જમાઅત સાથે જોડાયેલ લોકો વિભિન્ન ફિકહી મસ્લકોથી સંબંધ ધરાવે છે, પરંતુ તેમના દરમ્યાન એ ચર્ચા કે વાદ-વિવાદ કદાપિ નથી થતો કે

કોણ કયા મસ્લકનો પાબંદ છે. ઈકામતે-દીન (દીનની સ્થાપના)ના ઉચ્ચ અને ઉત્તમ ધ્યેયે તેમને એક જ કતારમાં ઊભા કરી દીધા છે. એ જ પ્રમાણે જમાઅતથી સંબંધિત દીની સંસ્થાઓમાં ફિકહી દૃષ્ટિકોણ પર ચર્ચા-વિચારણા તો થાય છે, પરંતુ કોઈ એક દૃષ્ટિકોણ પર હઠાગ્રહ કરવામાં નથી આવતો, બલ્કે વાચકોને અને અભ્યાસુઓને સ્વતંત્રપણે પોતાનો મત નક્કી કરવાની તક આપવામાં આવે છે.



# અલાયદા-અલાયદા રહેતાં મુસલમાનોના દીની પ્રશિક્ષણની પદ્ધતિ

પ્રશ્ન : આપણા દેશમાં મુસ્લિમ વસ્તીની નિવાસ-સ્થિતિ કંઈક એવી છે કે ક્યાંક-ક્યાંક તો મુસ્લિમ વસ્તીની ગીચતા છે, શહેરોમાં પણ અને ગ્રામ્ય વિસ્તારોમાં પણ; પરંતુ મુસલમાનોની એક નોંધપાત્ર સંખ્યા એ છે જે શહેરોમાં દૂર-દૂરની કૉલોનીઓમાં રહે છે. સામાન્ય મુસ્લિમ આબાદીથી તેમનો કોઈ સંપર્ક અને સંબંધ નથી; ત્યાં સુધી કે જુમ્આની નમાઝ અને રમઝાનુલ મુબારકમાં તરાવીહ અને બંને ઈદોની નમાઝ માટે તેમને દૂર જવું પડે છે. અલાયદા રહેવાને કારણે તેઓ પોતાના સંતાનોનું પ્રશિક્ષણ પણ ઇસ્લામી તાલીમ અનુસાર કરી શકતા નથી. આવી જ સ્થિતિ તે નાના-મોટાં ગામડાઓની છે, જ્યાં એકલ-દોકલ અથવા બે-બે ચાર-ચાર મુસ્લિમ પરિવારો રહે છે; જ્યાં તેમને પોતાના અકીદાઓ અને પોતાની પરંપરાઓ પર અમલ કરવામાં મુશ્કેલી પડે છે. આ મુસ્લિમ પરિવારોને મુસ્લિમ આબાદીઓથી જોડવાની આપની નજરમાં શું પદ્ધતિ હોઈ શકે છે ?

જવાબ : આ એક મહત્ત્વનો પ્રશ્ન છે, જે તમે કર્યો છે. મુસલમાનોની તે આબાદીઓ જે મોટા શહેરોના પરામાં રહે છે, જ્યાં નાગરિક સહુલતો નામ માત્રની હોય છે, જેમને સ્લમ વિસ્તાર કહેવામાં આવે છે અથવા મુસલમાનોની તે વસ્તીઓ જે કેટલાક ઘરો અને પરિવારો પર આધારિત છે અને મુસ્લિમ આબાદીઓથી દૂર રહે છે; તેમના માટે દીન મુજબ જીવન વિતાવવામાં ઘણી મુશ્કેલીઓ પડે છે. દીનના તકાદાઓ કંઈક બીજા હોય છે અને વાતાવરણ તેમનાથી બીજી આશા રાખે છે. દીન જે તરફ લઈ જવા માગે છે, માહોલ તેમને તદ્દન બીજી તરફ લઈ જાય છે.

મારા મતે આ સંદર્ભમાં કરવાના કેટલાક કામો આ પ્રમાણે હોઈ શકે છે :

૧. આખા દેશમાં આ પ્રકારની આબાદીઓનું સર્વેક્ષણ કરવામાં આવે, તેના દ્વારા એ જાણકારી મેળવવામાં આવે કે ઇસ્લામથી તેમના સંબંધની સ્થિતિ

શું છે અને કેટલે અંશે ઈસ્લામથી તેમનો વ્યવહારૂ સંબંધ રહ્યો છે ? આ સ્થિતિ દરેક ઠેકાણે જુદી-જુદી હશે. તે અનુસાર તેમની સુધારણાની યોજના બનાવવી જોઈએ.

૨. એવા આલિમો (દીનનું શિક્ષણ આપતા શિક્ષકો), મુબલ્લેગીન (પ્રચારકો) અને મસ્જિદોના ઈમામોનો પ્રબંધ કરવામાં આવે, જેઓ આ વસ્તીઓમાં નિવાસ કરે અને તેમને દીનનું જરૂરી શિક્ષણ આપે, અને દીનથી તેમના સંબંધને મજબૂત કરવાનો પ્રયત્ન કરે. તે અંગે જે ખર્ચ થાય તેની વ્યવસ્થા કરવામાં આવે.

૩. જે-તે આબાદીઓને અનુકૂળ હોય તેવી જ ભાષામાં દીની સાહિત્ય ઉપલબ્ધ કરાવવામાં આવે. આ સાહિત્ય કુર્આન-મજીદ, હદીસ અને સીરત (પયગંબર સલ્લ. અને સહાબાએ કિરામ રદિ.નાં જીવન-ચરિત્ર)થી સંબંધિત પણ હોય અને આજના મનુષ્યના મનને સંતુષ્ટ પણ કરી શકે. આ પ્રકારના સાહિત્યની દેશની તમામ મુખ્ય ભાષાઓમાં પણ જરૂરત રહેશે. તેમાં કોઈ સંદેહ નથી કે આ હેતુની પૂર્તિ માટે જરૂરી સાહિત્ય ઉપલબ્ધ છે. જે પાસાઓથી તે લાભપ્રદ હોય, તેને તેમના સુધી પહોંચાડાની વ્યવસ્થા કરવામાં આવે અને જ્યાં જરૂરી લાગે ત્યાં નવું સાહિત્ય તૈયાર કરવામાં આવે.

૪. આ સંબંધે એક કામ એ પણ થવું જોઈએ કે આ આબાદીઓના બાળકોની દીની તાલીમનો પ્રબંધ કરવામાં આવે, જેથી પ્રત્યેક નસલ તેમના અનુગામીઓને દીનની તાલીમ આપે અને તેના પર તેમને કાયમ રાખી શકે. તેના માટે દીની મદ્રસાઓથી ફાયદો ઉઠાવી શકાય છે. આ ખૂબ મોટું અને મહત્ત્વનું કામ છે. તેના માટે મુસ્લિમ સંસ્થાઓએ અને તે લોકોએ જેઓ સમાજ-સુધારણાનું કર્તવ્ય અદા કરી રહ્યા છે, હળી-મળીને યોજનાબદ્ધ રીતે કામ કરવું પડશે. જમાઅતે ઈસ્લામી હિંદ આ સંદર્ભમાં પોતાની ભૂમિકા અદા કરી શકે છે.



# મિલ્લતની હંગામી સમસ્યાઓ

**પ્રશ્ન :** ભારતમાં મુસ્લિમ મિલ્લતના કેટલાક પ્રશ્નો તો એ છે, જેનું સ્વરૂપ એક રીતે હંગામી અથવા આકસ્મિક છે; જેમ કે ઇબાદતગાહો અને કબ્રસ્તાનોની સુરક્ષા, સરકારી તાલીમમાં બિનઇસ્લામી તત્ત્વોનું સામેલ હોવું અને પ્રસંગોપાત થતાં કોમી રમખાણો વગેરે - અને કેટલાક કામો એ છે જે મુસલમાનોએ કરવા જોઈએ અને કરી પણ રહ્યા છે : જેમ કે દીની તાલીમ, આધુનિક અને દુન્યવી તાલીમ અને મુસ્લિમ સમાજની સુધારણા વગેરે. શું આપના મતે બંને પ્રકારના કામોમાં જુદી-જુદી સંસ્થાઓ, સંગઠનો અને ઇદારાઓ વચ્ચે તાલેમલની કોઈ રીત ઊભી થઈ શકે છે ? પ્રથમોલ્લેખિત સમસ્યાઓ માટે મુસ્લિમ મજલિસે મુશાવરતનું પ્લેટફોર્મ છે, પરંતુ તે વધારે સક્રિય અને પ્રભાવી નથી.

**જવાબ :** જે સમસ્યાઓનો તમે ઉલ્લેખ કર્યો છે, એમાં સંદેહ નથી કે આ સમસ્યાઓને હલ કરવા માટે મુસલમાનોની વિભિન્ન સંસ્થાઓ અને સંગઠનો ઓછા-વત્તા અંશે કામ કરી રહ્યા છે. કેટલાક લોકોમાં પણ આ સંબંધે રુચિ જોઈ શકાય છે. પરંતુ આ મામલામાં આ સંસ્થાઓ દરમ્યાન કોઈ તાલમેલ નથી અને કોઈ સમાન કે સંયુક્ત કાર્યક્રમ પણ નથી. સાચી વાત એ છે કે આ સંદર્ભમાં કોઈ ગંભીર પ્રયાસો પણ કરવામાં આવ્યા નથી. દરેક સંસ્થા પોતાની રીતે કામ કરી રહી છે. નિઃશંક, મુસ્લિમ મજલિસે મુશાવરત જેનો તમે ઉલ્લેખ કર્યો છે, એક સંયુક્ત પ્લેટફોર્મ છે, આ પ્લેટફોર્મથી સમાન પ્રશ્નો ઉઠાવી શકાય છે અને ક્યારેક ઉઠાવવામાં પણ આવે છે. આ આપણા-સૌની જવાબદારી છે કે તેને મજબૂત કરવાની કોશિશ કરવામાં આવે.



# મુસ્લિમ પર્સનલ લૉ

પ્રશ્ન : મુસ્લિમ પર્સનલ લૉનો પ્રશ્ન એક મોટો પ્રશ્ન છે, પરંતુ તેનું સ્વરૂપ પણ એક હંગામી પ્રશ્નનું છે. તેના ઉકેલ માટે મુસ્લિમ પર્સનલ લૉ બૉર્ડ છે. જમાઅત શરૂઆતથી જ તેનાથી સંલગ્ન છે. તેની સ્થાપનામાં તેનું મહત્ત્વનું યોગદાન રહ્યું છે. આપ તેના ઉપપ્રમુખ છો. અમે જાણવા માગીએ છીએ કે મુસ્લિમ પર્સનલ લૉ બૉર્ડ પોતાના હેતુમાં કેટલું સફળ રહ્યું છે અને તેની વર્તમાન સ્થિતિ શું છે ?

જવાબ : મુસ્લિમ પર્સનલ લૉના પ્રશ્નને આપણે હંગામી પ્રશ્નોની યાદીમાં નથી મૂકી શકતા. ભારતના બંધારણે લઘુમતીઓને પર્સનલ લૉ પર અમલ કરવાની જે આઝાદી આપી છે, આવશ્યકતા એ છે કે તેને બહાલ રાખવા માટે સતત પ્રયાસો થતા રહેવા જોઈએ.

ક્યારેક અદાલતોના મુસ્લિમ પર્સનલ લૉથી સંબંધિત ચુકાદાઓ શરીઅતથી ટકરાતાં હોય છે અને તેની જે સમજૂતી કરવામાં આવે છે તે પણ ઇસ્લામની શિક્ષાઓ વિરુદ્ધ હોય છે. તેને જો પડકારવામાં ન આવે તો આ ચુકાદાઓ અને સમજૂતીઓ ભવિષ્ય માટે દૃષ્ટાંત બની જશે અને ધીમે-ધીમે આખો પર્સનલ લૉ જ પ્રભાવિત થઈને રહી જશે. તે જ રીતે વસ્તીના વિભિન્ન વર્ગોના પર્સનલ લૉને સમાપ્ત કરીને સમાન સિવિલ કૉડ લાગૂ કરવાનો અવાજ પણ વારંવાર ઉઠાવવામાં આવે છે. સુપ્રીમ કોર્ટ સરકારને તેના તરફ ધ્યાન અપાવતી પણ રહી છે. અત્યાર સુધી તો સરકાર એવું કહેતી રહી છે કે મુસ્લિમ પર્સનલ લૉમાં પરિવર્તન મુસલમાનોની મરજીથી જ થશે. પરંતુ કહી શકાય નહીં કે મુસલમાનોની મરજીના નામે તે ક્યારે શું કદમ ઉઠાવે. પછી એ વાત પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે મુસલમાનોનો કોઈ વર્ગ, બલ્કે દુનિયાના તમામ મુસલમાનો મળીને પણ ઇસ્લામી શરીઅતમાં પોતાની મરજીથી કોઈ પરિવર્તન કરી શકતા નથી. આ સંદર્ભમાં મુસ્લિમ પર્સનલ લૉ બૉર્ડ વિશેષ સેવાઓ આપી રહ્યું છે અને જુદી-જુદી સંસ્થાઓ અને લોકોનો સહયોગ પણ તેને પ્રાપ્ત છે. અલબત્ત, એક વાત ધ્યાનમાં લેવા જેવી છે, તે એ છે કે મુસ્લિમ પર્સનલ

લૉ બૉર્ડ પોતાના વર્તુળથી બહાર બીજી કેટલીક બાબતોમાં પણ રસ લઈ રહ્યું છે, જે બૉર્ડના પક્ષે આગળ જતાં સંભવતઃ લાભપ્રદ પુરવાર ન થાય. તમને યાદ હશે કે બાબરી મસ્જિદની શહાદત પછી રાબેતા કમિટી, એક્શન કમિટી અને બાબરી મસ્જિદ કમિટી અસ્તિત્વમાં આવી, પરંતુ પરસ્પર મતભેદોના કારણે તે આ પ્રશ્નમાં આગળ ન વધી શકી. તેને સામે રાખીને એક ઉપાય સામે આવ્યો કે પર્સનલ લૉ બૉર્ડ તેને પોતાના હસ્તક લે. ખૂબ લાંબી ચર્ચા અને વાદ-વિવાદ પછી પ્રશ્નની સંગીનતાને સામે રાખીને બૉર્ડે તેને પોતાના હસ્તક લીધો. પરંતુ હવે મુસલમાનોના ફરજિયાત શિક્ષણ અને અવકાફ જેવી સમસ્યાઓ પણ તેના વર્તુળમાં આવી ગઈ છે. જ્યારે કે મુસલમાનોની બીજી સંસ્થાઓ પોતાની રીતે તેના માટે કામ કરી રહી છે. આ મામલામાં પર્સનલ લૉ બૉર્ડથી આ સંસ્થાઓનો કોઈ સંબંધ નથી. તેના કારણે ભય છે કે જ્યારે બૉર્ડથી તેમનો સંબંધ કમજોર હશે તો તેને તે પોતાના કામોમાં હસ્તક્ષેપ સમજશે. તે જ રીતે બૉર્ડ સમાજ-સુધારણાની સેવાઓ આપી રહ્યું છે. આ કામ ઘણા લાંબા સમયથી બધી સંસ્થાઓ, દીની મદ્રસાઓ અને લોકો કરી જ રહ્યા છે. ન તો પર્સનલ લૉ બૉર્ડ તેમનાથી કોઈ સંપર્ક સ્થાપિત કરવા ચાહે છે અને ન જ આ સંસ્થાઓ આ મામલામાં તેનાથી સંપર્ક અને સંબંધ રાખવા માગે છે. એવું લાગે છે કે તે સમસ્યાઓ, જેને મિલ્લતની સંસ્થાઓ હલ કરી શકે છે, તેમને પણ મુસ્લિમ પર્સનલ લૉ બૉર્ડ પોતાના હસ્તક લઈ રહ્યું છે. તેનાથી સ્વાભાવિકપણે તેમના વચ્ચે અંતર ઊભું થશે. જો મુસ્લિમ પર્સનલ લૉ બૉર્ડ, પર્સનલ લૉની સુરક્ષાની હદ સુધી પોતાની કોશિશોને સીમિત રાખે તો આ તેની મજબૂતાઈનું કારણ બનશે અને મુસલમાનોના ઇદારાઓ અને સંસ્થાઓ વધારે શાંતિ અને સંતોષથી આ વિશેષ મામલામાં તેને સહકાર આપશે.



# દેશમાં ભ્રષ્ટાચાર અને લાંચ-રુશ્વતની સમસ્યા

**પ્રશ્ન :** આપણો દેશ ઘણી સમસ્યાઓમાં ગ્રસ્ત છે. અત્યારે દેશમાં ભ્રષ્ટાચાર અને લાંચ-રુશ્વતનો પ્રશ્ન પ્રજાના સૌથી મોટા પ્રશ્નના રૂપમાં ઉભર્યો છે, અને આ સંબંધે પ્રજામાં જબરજસ્ત જાગૃતિ આવી છે, જે આનાથી પહેલાં કયારેય જોવા મળી નથી. પરંતુ આ સંદર્ભમાં રાજકીય અને કાનૂની સ્તરે જે પ્રયાસો થઈ રહ્યા છે, શું આપના મતે તે પ્રયાસોથી આ બૂરાઈની સમાપ્તિ સંભવ છે ?

**જવાબ :** દેશમાં ભ્રષ્ટાચાર અને લાંચ-રુશ્વત તો શરૂઆતથી જ રહ્યા છે, પરંતુ હવે તે ભયાનક સ્વરૂપમાં સામે આવી રહ્યા છે. તેનું અગાઉથી અનુમાન કરવું મુશ્કેલ હતું. હાલ તે આપણા રાજકીય અને પ્રજાકીય જીવનની નસેનસમાં વ્યાપ્ત છે. દરેક વ્યક્તિ જાણે છે કે લાંચ-રુશ્વત દ્વારા તેની કોઈપણ સમસ્યા હલ થઈ શકે છે અને લાંચ-રુશ્વત વગર તે પોતાનો કાયદેસરનો હક્ક પણ સરળતાથી મેળવી શકતો નથી. આ સંબંધે જે પ્રયત્નો થઈ રહ્યા છે, અમે તેને આવકારીએ છીએ. પરંતુ અમારું માનવું છે કે આનાથી ભ્રષ્ટાચાર અને લાંચ-રુશ્વત સમાપ્ત નહીં થાય, અને નવી-નવી દિશાએથી તે ઉભરતા રહેશે. તેને સમાપ્ત કરવા માટે બે વાતોની આવશ્યકતા છે : એક એ કે સમગ્ર સમાજમાં અને આખા દેશમાં તેના વિરુદ્ધ એવું વાતાવરણ ઊભું કરવામાં આવે કે દરેક વ્યક્તિ લાંચ-રુશ્વત લેવા અને આપવાને અથવા ભ્રષ્ટાચારને એક ગુનો સમજવા લાગે. જ્યાં સુધી દેશમાં આવો માહોલ નહીં ઊભો થાય, કેટલાક વ્યક્તિઓ સામે રાજકીય કે કાનૂની પગલાઓથી આ સમસ્યા હલ નહીં થઈ શકે. અફસોસ છે કે આવું વાતાવરણ ઊભું કરવાનો કોઈ પ્રયત્ન કોઈપણ દિશામાંથી કરવામાં નથી આવી રહ્યો.

બીજી વાત એ છે કે તેના માટે વ્યક્તિમાં અને સર્વગ્રાહી રીતે સમાજમાં ઈશ્વરનો - અલ્લાહનો ડર અને આખિરત (પરલોક)માં પૂછપરછ પર ઈમાન (આસ્થા) અને વિશ્વાસ હોય. દરેક વ્યક્તિ લાંચ-રુશ્વત લેતી વખતે એવું વિચારે કે અલ્લાહ સમક્ષ આ અંગે તેને જવાબ આપવાનો છે અને લાંચ આપનાર પણ એવું વિચારે કે જે અનુચિત હેતુસર તે લાંચ આપી રહ્યો છે,

અલ્લાહતઆલા તેનાથી પ્રશ્ન કરશે અને તેની સજા સહન કરવી પડશે. આ સમસ્યાનો આ જ સાચો ઉકેલ છે. જમાઅતે ઇસ્લામી હિંદ આ જ વાસ્તવિકતાને મનો-મસ્તિષ્કમાં ઉતારવાની કોશિશ કરી રહી છે.



## શું મુસ્લિમ દેશોમાં વર્તમાન જાગૃતિનો પ્રેરક ઇસ્લામ છે ?

**પ્રશ્ન :** મધ્ય-પૂર્વ અને ઉત્તર આફ્રિકાના મુસ્લિમ દેશોમાં જે જાગૃતિ જોવા મળે છે, શું આપના મતે તેનો સંબંધ ઇસ્લામી જાગૃતિ અને ચેતનાથી છે ? શું એમ કહી શકાય છે કે આ ઇસ્લામ તરફ પાછા વળવાનું વલણ છે ?

**જવાબ :** મારું માનવું છે કે ઇજિપ્ત, સીરિયા, ટ્યુનિશિયા, યમન, લીબિયા વગેરેમાં જે કંઈ થઈ રહ્યું છે, તેમાં હજુ ઇસ્લામ ખુલીને ચર્ચામાં નથી આવ્યો, બલ્કે તેના પ્રેરકો સામાજિક, આર્થિક અને રાજકીય છે. આ દેશોમાં રાજકીય બળજબરી, આર્થિક બદહાલી, સંસાધનો અને સંપત્તિ પર એક વિશેષ વર્ગનો કબજો અને સામાન્ય લોકોનું તેનાથી વંચિત હોવું અને તેના વિરુદ્ધ અવાજ ઉઠાવવા અને આંદોલન કરવાની પરવાનગી ન હોવી, સ્પષ્ટ અતિરેક અને અત્યાચાર છે. અત્યાચાર જ્યારે હદથી આગળ વધી જાય છે, તો તેના વિરુદ્ધ વિદ્રોહ થાય છે. આ દેશોમાં આ જ પ્રકારનો વિદ્રોહ છે. તેની સાથે આ દેશોમાં એક મોટો વર્ગ એ પણ જોઈ રહ્યો હતો કે ઇસ્લામ પર ઈમાન અને તેનાથી સંબંધનો દાવો છતાં પણ તેની શિક્ષાઓ લોકોના સામૂહિક જીવનમાં લાગૂ નથી અને પશ્ચિમી વૈચારિક અને વ્યવહારિક વ્યવસ્થા તેમના પર લાદી દેવામાં આવી છે. આ વિચારધારાના સમર્થકો પણ સરકાર વિરોધીઓ અને વિદ્રોહીઓની સાથે છે. ઇજિપ્ત વિશે એ વાત બધાને ખબર છે કે ઇખ્વાનુલ મુસ્લિમીનને પ્રમુખ નાસરના કાળથી જે રીતે અત્યાચાર અને બળજબરી, કેદ અને સજાનો ભોગ બનાવવામાં આવી તેનું દૃષ્ટાંત નજીકના ભૂતકાળમાં કેવળ સામ્યવાદી દેશો જ પ્રસ્તુત કરી શકે છે. લાંબા ગાળાથી ઇખ્વાનુલ મુસ્લિમીન પર જાત-જાતના બંધનો હતા અને સ્વતંત્રતાથી કામ કરવાની તેને પરવાનગી નહોતી. હવે તેને આઝાદી મળી છે, તો તે એક શક્તિની હેસિયતે ઉભરીને સામે આવ્યું છે. તેને વિશ્વના બીજા દેશો પણ અનુભવી રહ્યા છે. અમેરિકી પ્રમુખ ઓબામાએ પણ એક પ્રસંગે કહ્યું છે કે ઇજિપ્તમાં જો કોઈ વ્યવસ્થિત જૂથ છે તો તે ઇખ્વાનુલ મુસ્લિમીન છે. પરંતુ ઇખ્વાન એવું સમજે છે કે અત્યારે જો તે

ઇસ્લામનું નામ લઈને આગળ વધશે, તો આખા દેશનું સમર્થન તેમને પ્રાપ્ત નહીં હોય અને વિરોધી બળો, જે અત્યાર સુધી સત્તામાં રહ્યા છે અને હાલ પણ છે, તેઓ તેમના વિરોધમાં સક્રિય થઈ જશે. તેથી તેમણે કાર્ય-પદ્ધતિ એ અપનાવી છે કે લોકશાહીની બહાલી પર ભાર મૂકવામાં આવે. તેમનું માનવું છે કે જો ત્યાં લોકતંત્ર આવશે અને દરેક વ્યક્તિને અભિવ્યક્તિની તક મળે તો ઇજિપ્તના લોકો સામે ઇસ્લામ સિવાય બીજો કોઈ માર્ગ નહીં હોય. હકીકત એ છે કે હાલ ઇસ્લામની ચર્ચા ન લીબિયામાં છે, ન બહેરીનમાં, ન યમનમાં અને ન તો સીરિયામાં. આ દેશોમાં બળજબરી, અત્યાચાર અને આર્થિક અસમાનતાના વિરુદ્ધમાં લોકો એકત્ર અને સંગઠિત થયા છે. અલબત્ત, એ અપેક્ષા રાખી શકાય છે કે આ દેશોમાં જો વિચાર અને અભિવ્યક્તિની સ્વતંત્રતા મળે તો ત્યાંની બહુમતી ઇસ્લામને જ પસંદ કરશે અને તે અનુસાર સામૂહિક અને સામાજિક જીવનનું નિર્માણ થશે.



# જમાઅતે ઈસ્લામી હિંદ અને વિશ્વનાં ઈસ્લામી આંદોલનો

પ્રશ્ન : જમાઅતે ઈસ્લામી હિંદનું કાર્યક્ષેત્ર, આમ તો ઈન્ડિયન યુનિયન છે, પરંતુ ઈસ્લામના સર્વગ્રાહી જીવન-દૃષ્ટિકોણના સમર્થક હોવાની હેસિયતે જમાઅત વૈશ્વિક ઈસ્લામી આંદોલનો પર પણ નજર રાખતી હશે. કૃપા કરીને બતાવો કે આ આંદોલનોની સાથે જમાઅતનાં સંપર્કો અને સંબંધો કયા પ્રકારના છે ?

જવાબ : એ એક વાસ્તવિકતા છે કે દુનિયાના જુદા-જુદા ભાગોમાં ઈસ્લામને વર્ચસ્વ અપાવવાના પ્રયાસો ચાલી રહ્યા છે. તે રીતે જોતાં જમાઅતે ઈસ્લામી હિંદ અને અન્ય ઈસ્લામી સંગઠનો વચ્ચે એક પ્રકારનો વૈચારિક સંબંધ છે. એ હકીકત મનો-મસ્તિષ્કમાં રહેવી જોઈએ કે દુનિયામાં જે ઈસ્લામી સંગઠનો કામ કરી રહ્યા છે, તેમના વચ્ચે વૈચારિક સમાનતા તો છે, પણ બધાની કાર્યશૈલી એક-બીજાથી જુદી છે. અમે અમારી કાર્ય-પદ્ધતિ અમારી પોતાની પરિસ્થિતિમાં પ્રત્યેક ચાર વર્ષે નિર્ધારીત કરીએ છીએ. તે સંગઠનો પણ તેમના પોતાના સંજોગોને અનુરૂપ વિચારે છે અને અમલ કરે છે. તેથી વૈચારિક સામ્યતા હોવા છતાં દરેકની કાર્ય-પદ્ધતિ અલગ-અલગ છે.



# ભારત અને ભારતીય મુસલમાનો વિશે ઈસ્લામી જગતના અભિપ્રાયો

**પ્રશ્ન :** ગત સત્રમાં આપને વિભિન્ન મુસ્લિમ દેશોનો પ્રવાસ કરવાની તક મળી. આમ તો આનાથી પહેલાં પણ આપ સાહેબે કેટલાક દેશોનો પ્રવાસ કર્યો છે. આ પ્રવાસોમાં આપ સાહેબે મુસ્લિમ બુદ્ધિજીવીઓ અને વૈશ્વિક આગેવાનોથી વિચાર-વિમર્શ પણ કર્યો. કૃપા કરીને બતાવો કે વૈશ્વિક સ્તરે ભારત, ભારતના મુસલમાનો વિશેષતઃ ભારતની તેહરીકે ઈસ્લામી (ઈસ્લામી સંગઠન) વિશે શું અભિપ્રાયો જોવા મળે છે ?

**જવાબ :** ભારતની વિશાળતા, તેની સંતુલિત આબોહવા, તેની વસ્તી, તેની માનવ-શક્તિ, વિજ્ઞાન અને ટેકનોલોજીના ક્ષેત્રમાં તેના પ્રયાસો એવા છે કે મુસ્લિમ દેશો તેને ખૂબ મહત્ત્વ આપે છે અને વિકાસશીલ દેશોમાં તેને જે સ્થાન પ્રાપ્ત છે, તેને તેઓ મહેસૂસ કરે છે. ઘણા ક્ષેત્રોમાં તેઓ તેની યોગ્યતાઓથી લાભ પણ પ્રાપ્ત કરી રહ્યા છે. તેથી લાખોની સંખ્યામાં ભારતના મજૂરો જ નહીં, મોટી સંખ્યામાં વ્યવસાયિકો પણ આ દેશોમાં પોતાની સેવાઓ આપી રહ્યા છે. બીજી બાજુ, અહીંની ગરીબી, અજ્ઞાનતા, અસમાનતા અને અસંતુલિત વિકાસ તેની છબી ખરાબ કરી રહ્યા છે. તેને સરળતાથી સમજાવી શકાતું નથી.

આ દેશમાં મુસલમાનો આમ તો લઘુમતીમાં છે, પરંતુ ઈન્ડોનેશિયા અને પાકિસ્તાન પછી મુસલમાનોની આટલી મોટી વસ્તી બીજા કોઈ દેશમાં નથી. અહીં મુસલમાનોનો જે ભવ્ય ઇતિહાસ છે, જગત તેનાથી પણ માહિતગાર છે. આ પશ્ચાદભૂમિમાં જ્યારે તેઓ જુએ છે કે મુસલમાનો શૈક્ષણિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રે ખૂબ પાછળ છે અને બીજા કેટલાક મામલાઓમાં દેશના પછાત વર્ગો પણ તેમનાથી આગળ છે, તો દુઃખની સાથે તેને કહે પણ છે. ક્યારેક સ્વયં મુસલમાનોની નબળાઈઓ, વિશેષતઃ ઈસ્લામી શિક્ષાઓથી તેમની અનભિજ્ઞતા, અજ્ઞાનતા અને અસંગઠિતતા અને કુસંપનો ઉલ્લેખ આવે છે; જો કે આ નબળાઈઓ સ્વયં તે મુસ્લિમ દેશોમાં પણ છે, જ્યાં તેઓ

બહુમતીમાં છે અને સત્તામાં છે; પરંતુ નબળાઈઓ તો છેવટે નબળાઈઓ જ છે, ચાહે તે કોઈપણ વર્ગમાં હોય. આ મામલામાં સરકારે પણ વિચારવું જોઈએ અને સ્વયં મુસલમાનોએ પણ તેનું વિશ્લેષણ કરવું જોઈએ. હાલ તો માત્ર એટલું જ કહી શકાય છે કે આ સદર્ભમાં જે પગલાઓ લેવામાં આવી રહ્યા છે, તે અપૂરતાં છે.

જમાઅતે ઇસ્લામી હિંદને મુસ્લિમ દેશો ભારતના સૌથી મોટા મુસ્લિમ સંગઠન તરીકે ખૂબ મહત્ત્વ આપે છે. તેના દા'વતી (ઇસ્લામનું આમંત્રણ), સુધારણાલક્ષી, શૈક્ષણિક, જનસેવા અને લોક-કલ્યાણના વિશાળ અને વ્યાપક કાર્યથી તેઓ કોઈને કોઈ સ્વરૂપે વાકેફ છે અને એવું અનુભવે છે કે ભારતમાં કોઈ બીજી સંસ્થા આટલાં વિભિન્ન ક્ષેત્રોમાં કામ નથી કરી રહી. જમાઅતે દેશની જુદી-જુદી ભાષાઓમાં કુર્આન-મજીદના અનુવાદો અને ઇસ્લામી સાહિત્યના પ્રકાશનની, અલ્લાહની મદદ અને તેની પ્રેરણાથી જે સેવાઓ આપી છે, તેને મુસ્લિમ જગત ખૂબ જ કદરની નજરથી જુએ છે.

